બાઈ મોંઘીબાઈ રામજી જીવજી ગ્રન્થમાળા, નં. ૨.

# સ્ત્રીપોકાર

અથવા

## અર્ધી દુનિયા સાથે લડત.

લખનાર,

**પંડિતા જમનાબાઈ, જામનગર.**

"સ્ત્રીધર્મ" પુસ્તકનાં લખનાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.**



સંવત ૧૯૬૪. સન ૧૯૦૭.

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસ,—અમદાવાદ.

કિંમત ચાર આના.

બાઈ મોંઘીબાઈ રામજી ઈબજી ગ્રન્થમાળા, નં. ૨.

# સ્ત્રીપોકાર

અથવા

# અર્ધી દુનિયા સાથે લડત.

લખનાર,

**પંડિતા જમનાબાઈ, જામનગર.**

"સ્ત્રીધર્મ" પુસ્તકનાં લખનાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ.



સંવત ૧૯૬૪. સન ૧૯૦૭.

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસ,—**અમદાવાદ.**

**કિંમત ચાર આના.**

## બાઈ મોંઘીબાઈ રામજી ઇબજી ગ્રન્થમાળા ફંડનો

# ઉપોદ્ઘાત.

---

**મુંબઈ**ના સ્વર્ગવાસી શેઠ **મુળજી ખટાઉ**નાં વિધવા બાઈ **મી**ઠાંબાઈએ તેમની સ્વર્ગવાસી ભાણેજ બાઈ **મોંઘી**બાઈના સ્મારક માટે સન ૧૯૦૧ની સાલમાં મુંબઈ પોર્ટટ્રસ્ટનાં બોન્ડ રૂ. ૨૦૦૦) બે હજારનાં **ગુજરાત વર્ના-ક્યુલર સોસાઈટી** હસ્તક સોંપ્યાં છે. તેના વ્યાજમાંથી ઇનામ આપીને **સ્ત્રી-કેળવણી** તથા **હિંદુસંસાર સુધારા**ના વિષયો ઉપર પુસ્તકો લખાવવામાં આવે છે. તે પ્રમાણે "બાઈ મોંઘીબાઈ રામજી ઇબજી ગ્રન્થમાળા ફંડ"ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઈટીએ પોતાના ખર્ચે છપાવી પ્રસિદ્ધ કર્યાં છે:—

૧. ગર્ભપોષણ અને સુવાવડ.

૨. સ્ત્રીપોકાર.

૩. સદ્‌ગુણી સ્ત્રીઓ. ( છપાય છે. )

**નીચેનાં પુસ્તકો આ ફંડમાંથી લખવા આપ્યાં છે:—**

૪. હિંદુસંસારમાં મોટી ઉમ્મરની સ્ત્રીઓની કેળવણીમાં થતી અડચણો, તે દૂર કરવાની જરૂર તથા તેના ઉપાય.

૫. હિંદુ વર્ણવ્યવસ્થા—શાસ્ત્રાધારે.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઑફિસ,**

અમદાવાદ—તા. ૨૪, ડીસેંબર ૧૯૦૭.

# અનુક્રમણિકા.



---

# પ્રસ્તાવના.

---

હાલમાં કળિકાળના મહિમાથી કે જુદા જુદા રાજ્યકર્તાઓના ચાલતા આવતા કઢંગા ધારણોથી કે ખરી વિદ્યાની અછતથી કે મંદ ભાગ્યથી કે પુરૂષ જાતિના ખોટા દાબથી કે પરમેશ્વરની કમહેરબાનીથી : આ સઘળાથી કે દરેકથી નાની મોટી આ દેશની સઘળી સ્ત્રીજાતિમાં અજ્ઞાનનો ફેલાવો, અવિદ્યામાં આગેવાની, મનની મલીનતા, નીતિની બેસમજ, અજ્ઞાનથી અંધાપો, પરનિંદામાં પ્રીતિ, અસત્યમાં અતિશય આગ્રહ, ઘરેણાની ઘેલાઈ, દીલનું દુબળાપણું, ચાલતી આવતી ખરાબ રૂઢીઓની મમતા, નુકસાનકારક વહેમોમાં મગ્નપણું, કુવડતા, અધીરતા, દુરાગ્રહ, અનાચાર, અસત્ય અને લઘુદૃષ્ટિ વગેરે દુર્ગુણો, નઠારા રિવાજો, વહેમો, વાંધાઓ અને નકામી કુથલી વગેરે દોષો સજ્જડ બેસી ગયા છે. જે દોષોને સર્વાંશે કહાડવા હોય તો ઘણા કાળની, અનેક ઉપદેશોની, અનેક શાસ્ત્રોના અવલોકનની, લાંબી મુદત સુધીના સત્સંગની અને સદ્‌ગુરૂના સમાગમની જરૂર છે. પણ આ સઘળાની અલ્પકાળમાં આશા રાખવી એ હાલનો સમય જોતાં આકાશનું પુષ્પ મેળવવાની ઇચ્છા રાખવા બરોબર છે.

સરકારી જેલમાં જન્મટીપ પામેલો કેદી માણસ, પોતાના મગજમાં કેદમાંથી છુટવા વિષેના અનેક વિચારો ઘડે અને અનેક કલ્પનાઓ કરે પણ તે સઘળા મનોરથો આશામોદક સરખા જ છે. જ્યાં લગી પોતાની ઉપર જુલમ કરનાર રાજાના પ્રતિપક્ષી રાજાનું રાજ્ય થયું નથી, અથવા રાજ્યકર્ત્તાના જુલમી વિચારો બદલાઈ શુદ્ધ થયા નથી, અથવા જ્યાં સુધી કેદીના આયુષ્યની સમાપ્તિ થઈ નથી ત્યાં સુધી તે કેદી કેદખાનામાંથી કદી પણ નીકળવા પામશે જ નહી. આ દૃષ્ટાંત પ્રમાણે ચાલતા જમાનામાં ભરતભૂમિની અબળાઓની સ્થિતિ થઈ ગઈ છે. તેમની સ્વતંત્રતાના મૂળપર પુરૂષોએ કુહાડો મારેલો છે, જેને લીધે આજ દિવસ સુધી તેના અંકુરો નીકળવા પામ્યા નથી. આદિથી અંત લગી

હું સઘળો વિચાર કરૂં છું અને પૂર્ણ બારિકીથી જોઉં છું તો હૃદયમાં અગ્નિની જ્વાળાઓ પ્રગટ થાય છે, આંખોમાંથી અશ્રુનો પ્રવાહ છૂટે છે, ઇંદ્રિયો શિથિલ થઈ જાય છે, હાથમાંથી કલમ પડી જાય છે; શું કરૂં, ક્યાં જાઉં, કોને કહું, કોનું સાંભળું, કોણ હિતકર્ત્તા છે, કોણ અહિતકર્ત્તા છે, શું કરવું જોઈએ, શું વિચારવું જોઇએ, કોની સલાહ લેવાથી સારૂં થાય, શું કરવાથી દુઃખ ટળે, અને ટુંકામાં મારે કયા રાહપર ચાલવું જોઈએ, એ વગેરે મને કાંઈ પણ સુજતું નથી, કાંઈ પણ કરવું ગમતું નથી. ઇંદ્રિયો બ્હેર મારી ગઈ હોય એવી દશામાં આવી પડી છે, મનને કોઈ જગોએ ચેન પડતું નથી, ધીરજ દેનાર કોઈ મળતું નથી, પરગજુ માણસ કોઈ સાંપડતું નથી. આવા દુઃખના જમાનામાં, એદાદીના વખતમાં અને મારે તેની તરવાર એવા સમયમાં એક ગરીબ અને દુઃખીઆરી ટીટોડીનો અવાજ કોણ સાંભળે? "બાપડી બાપડી સહુ કહે અને કાપડી ન આપે કોય" એવું બન્યું છે.

જો કોઇ દાદ દેનાર, ન્યાયને ચાહનાર, ઇનસાફ આપનાર, પરગજુ ભલી લાગણીનો, પ્રમાણિક, નીતિમાર્ગને ચાહનાર, સત્યવાદી, ન્યાયી અને નિષ્પક્ષપાતી નર હોય તો તેનું બોલવું પણ નગારખાનામાં તુતીના અવાજ જેવું થઈ પડે. વળી ભલી લાગણીના નિષ્પક્ષપાતી નરો તો ગણ્યાગાંઠ્યા જ છે; જેથી વક્તા મળે તો શ્રોતા ન મળે ને શ્રોતા મળે તો વક્તા ન મળે એવો સંકટનો સમય સ્ત્રીજાતિને કમનસીબે આવી પડ્યો છે.

આ નિબંધ લખવામાં મને કોઈ નિંદા કે વંદા એ બાબતનો વિચાર કર્યા વિના મારી દ્રષ્ટિમાં જે યોગ્ય વિચાર જણાયા તે મેં ખુલ્લે ખુલ્લા દર્શાવ્યા છે. તેમાં સ્ત્રીઓના હકની લડત હોવાથી આજ સુધી પોતાને જ સ્વતંત્ર માનતા આવેલા કેટલાએક પુરૂષો મારાપર ક્રોધ કરશે એ વાત મારા સમજવામાં છે. તોપણ તે સઘળું સહન કરી, દુનિયાની દ્દષ્ટિ આગળ સાચા ખોટાનું તોલન કરાવવું એ યોગ્ય છે એમ ધારી મેં આ વિષય લખવામાં પ્રવૃત્તિ કરી છે. તેમાં ક્યાંય વાક્યરચનાની ખામી વગેરે દોષો દેખાય તો તે વિવેકી વાંચનારાઓ દરગુજર કરશે એવી આશા છે. કારણ કે એક અમૃત-

મય ઔષધને ગોળીરૂપે, ચૂર્ણરૂપે કે રસરૂપે ગમે તેમ ખાઓ પણ તેથી તેનો ગુણ કાંઈ ઓછો થશે નહિ. ખરી રીતે રોગીને તો ગુણની જ જરૂર છે, પછી તે ઔષધ ગોળીરૂપે હો કે ચૂર્ણરૂપે હો તે પર ધ્યાન આપવાની તેને કાંઈ જરૂર નથી. તેમ વિચારવંત વાંચનારાઓએ આની રચના કેવી છે એ તરફ લાંબો વિચાર ન કરતાં તેની મતલબ શું છે અને તેમાંના વિચારો નિષ્પક્ષપાતી છે કે નહિ એ જ વિચાર કરવાની જરૂર છે.

આ નિબંધની અંદર પુરૂષ જાતિના દોષ તથા તેની સ્વાર્થી વર્તણૂક અને એકલપેટાઈ વગેરે વારંવાર ખુલ્લી રીતે દેખાડવામાં આવેલ છે તેનો હેતુ કાંઈ પુરૂષોની નિંદા કરવી એમ નથી, પણ અજ્ઞાનતાના આવરણથી ઢંકાઈ રહેલા પોતાના દોષોને તેઓ સારી રીતે જાણે અને તેને દૂર કરવાનો વેળાસર પ્રયત્ન કરે એ જ મુખ્ય હેતુ તેમાં રહેલો છે. "દુનિયામાં મોટામાં મોટી વાત અને મોટી ઘાત સ્ત્રી જ છે" આ વાક્ય કોઈ મહા અનુભવીનું જણાય છે. કારણ કે જો તેઓની યોગ્ય યોજના થાય અને તેમાં રહેલી શક્તિને યોગ્ય સાધનોથી ઉત્તેજીત થવા દેવામાં આવે તો તે ખરેખર એક મોટામાં મોટી વાત થઈ પડે; અને જો તેની અયોગ્ય યોજના થાય અને તેમાં રહેલી રૂડી શક્તિઓને પરતંત્રતાના દાબ નીચે દાબી રાખવામાં આવે તો તે શક્તિઓ બીજા જ પ્રકારનું રૂપ ધારણ કરી બહાર આવવાના સીધા માર્ગનો અટકાવ હોવાથી આડમાર્ગે બહાર આવે છે, જે ખરેખર એક મોટામાં મોટી ઘાત થઈ પડે છે એ દેખીતું છે. યોજનાના બળથી વિષ અમૃતતુલ્ય અને અમૃત વિષતુલ્ય થઈ પડે છે એ વૈદ્યકશાસ્ત્રનો નિયમ સર્વ સ્થળે લાગુ પડે છે. યોજનાની કમસમજને લીધે પુરૂષો દુનિયાનું અરધું કૌવત ગુમાવી બેઠા છે અને એવું ખોયાણીપણું છોડવામાં હજુ શરમ માને છે એ એક મોટા ખેદની વાત છે. તેઓ પોતાની ભૂલ સમજે અને ખોયાણીપણું છોડી દે એ જ આ નિબંધનો મૂળ હેતુ છે. જો તેમ બને તો જ તેઓ બમણા બળવાળા થઈ જલદીથી બહાર ઝળકી નીકળે અને દ્રવ્યોત્પત્તિનો માર્ગ ખુલ્લો થાય કે જેથી દેશની નિર્ધનતા અને તેથી થયેલી દરિદ્રતા જતી રહે, અને પોતાની પ્રાચીન સત્કીર્તિને પુનઃ મેળવી સ્વર્ગીયસુખ સંપાદન કરે.

દેશી જનોને પ્રિયકર થઈ પડે માટે આમાં મુખ્યત્વે દેશી સ્ત્રીઓનાં જ દૃષ્ટાંતો લેવામાં આવ્યાં છે. તેમ જ આપણા દેશના લોકો સંસ્કૃત વચનને બીજી ભાષાના વચનો કરતાં વધારે શ્રદ્ધા અને વિશ્વાસની નજરથી જોય છે એમ ધારી આ નિબંધમાં સંસ્કૃતગ્રંથોનાં પ્રમાણ વિશેષ આપવામાં આવેલાં છે.

આ છોટા પણ ગુણથી મોટા મારા પ્યારા નિબંધને કોઈ પવિત્ર પ્રેમભાવથી રત્નજડિત કબાટની અંદર રાખો કે ઈર્ષ્યાભાવથી કચરાની ટોપલીને સ્વાધીન કરો. અર્થાત્ આ નિબંધ કડવા આસડની પેઠે લોકોને રૂચો કે ન રૂચો એ બાબતની દરકાર રાખ્યા વગર જ કેવળ નિષ્પક્ષપાતી અને નિર્મળ વિચારો દર્શાવવાનો પ્રયાસ કરવામાં મારે આખી દુનિયાના પુરૂષો સાથેની લડત હોવાથી તેમને તીક્ષ્ણ વચનો કહેવાં પડ્યાં છે.

આ ગ્રંથનુ કેંદ્રસ્થાન સરસ્વતી અને શુકદેવનો સંવાદ છે. એટલે તેમાંથી જ આ નિબંધમાં આવેલા વિચારોના સઘળા ફણગા ફૂટયા છે. એ વિચારો દીર્ઘ કાળનો ભોગ આપી દીર્ઘ વિચારથી અને પ્રબળ યુક્તિઓથી બહાર પાડવામાં આવ્યા છે. જો કોઈપણ તેનું યુક્તિપૂર્વક ખંડન ( ધોકામાર યુક્તિથી તો નહીં જ ) કરશે તો તેને શાસ્ત્રીય દલીલોથી તેનો યોગ્ય જવાબ આપવાની હું પ્રતિજ્ઞા કરૂં છું.

ખંડન કરનારે ધ્યાનમાં રાખવું કે ખંડન કરવામાં કંઈ ગળાના બળની જરૂર નથી પણ દલીલોના બળની જરૂર છે; અને જો એમ હશે તો જ ઉત્તર આપવામાં આવશે, નહિ તો એક બાલકૃત કોલાહલની માફક ગણી ઉપેક્ષા કરવામાં આવશે.

ઘણો કાળ થયા આ નિબંધ બહાર પાડવાનો મારો મનોરથ હતો પણ ' **श्रेयांसि बहुविघ्नानि** ' એ નિયમ પ્રમાણે અનેક અડચણો આવવાથી તેમ કરવામાં ઘણો વિલંબ થયો છે.

આ ગ્રંથમાં મેં મારા ભાઈઓને ઠપકો દેવામાં કચાશ રાખી નથી, તેઓના દોષો ખુલ્લેખુલ્લા કહી બતાવવામાં જરા પણ ઢાંકપીછોડો કરેલો નથી, તેઓની એકલપેટાઈ ચોખ્ખી રીતે દર્શાવવામાં પાછાંપગલાં દીધાં નથી, તેમના અપરાધો ઉઘાડા કરવામાં લેશ પણ પડદો રાખેલો નથી. તેમનો દુરા-

ઋતુ ઘણે દૂર સુધી વર્ણવેલો છે અને ટૂંકામાં કહીએ તો તેમનું સાંગોપાંગ લક્ષણ પૂરતી છૂટથી લખેલ છે. તે બાબતમાં મારા ભાઈઓએ મારા ઉપર ક્રોધ નહિ કરતાં પોતાના જે ખરા દોષ હોય તે તરફ નિહાળી ઝટપટ તે દૂર કરવા જોઈએ.

એક સારી ઇમારત બનાવવામાં તથા તેને શણગારવામાં અનેક સાધનો જૂદા જૂદા સ્થળોથી એકઠાં કરવામાં આવે છે ત્યારે તે ઇમારત સંપૂર્ણ અને શોભાયમાન થાય છે, તેમ આ ગ્રંથરૂપ ઇમારત બનાવવામાં પણ જૂદા જૂદા અનેક ગ્રંથોમાંથી અનુકૂળ અને યોગ્ય મુદ્દાઓ અને વિચારો લેવામાં આવ્યા છે.

આ ગ્રંથ દેશની સેવા બજાવવા કરેલો છે પણ દેશીઓના ખીસાપર કાતર મેલવા કર્યો નથી.

કપડાં ધોવરાવવામાં અને શરીરને સાફસુફ રાખવામાં અને ઉજળું રાખવામાં આપણે જ્યારે કેટલુંએક ખર્ચ રાખીએ છીએ ત્યારે મન કે જેના ઉપર આપણી કીર્તિ, અપકીર્તિ, સારી દશા અને માઠી દશા એ સઘળાનો આધાર રહ્યો છે તેને ન્યાયનાં પુસ્તકોથી શામાટે ઉજળું ન રાખવું જોઈએ ? જો ન રાખીએ તો તે ખરેખર આપણી મોટામાં મોટી ભૂલ છે.

સ્વદેશનું ખરું હિત ચાહવાના વેગમાં આ પુસ્તક બહાર પાડી ઘણા આપમતલબી પુરૂષો સાથે લડવાની મેં હામ બાડી છે. જેથી કાંઈ વધારે પડતું લખાયું હશે તો સજ્જનો ક્ષમા કરશે.

છેવટમાં સ્ત્રીજાતિમાં કેળવણીનો પ્રચાર મનમાનતો ન હોવાથી વિચક્ષણ વાંચનાર નરોને હું ભાર દઇને કહું છું કે કોઈ પણ પુરૂષ આ મારા ગ્રંથનું શાસ્ત્રીયરીતે સયુક્તિક ખંડન કરશે તો હું તેમનો આભાર માનીશ, અને આજ દિવસ સુધીમાં મારા દિલમાં સજ્જડ ઘર કરી બેઠેલા વિચારો ફેરવવાને હું જરા પણ આનાકાની કરીશ નહિ.

જામનગર. } **પંડિતા જમનાબાઈ.**

# स्त्री पोकार.

## પ્રકરણ ૧ લું.

### શુકદેવ અને સરસ્વતીનો સંવાદ.

### દિવસ ૧ લો.

### સ્ત્રીઓની પરતંત્રતા બતાવનારાં શાસ્ત્રવચનોની વ્યવસ્થા.

એક વખત સાયંકાળે ઉપદેશશાળામાં બેસી પંડિત શુકદેવ વિદ્યાર્થીઓને ઉપદેશ આપતા હતા. પ્રસંગોપાત્ત સ્ત્રીઓના અધિકાર સંબંધી વિવેચન ચાલવા લાગ્યું અને તેમાં પંડિતજી નીચેનો શ્લોક બોલ્યા.

**पिता रक्षति कौमारे भर्त्ता रक्षति यौवने ।**
**पुत्रश्च स्थविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति ॥**

અર્થાત્ મનુ કહે છે કે બાલ્યાવસ્થામાં પિતા, યુવાવસ્થામાં પતિ અને વૃદ્ધાવસ્થામાં પુત્રના તાબામાં રહેવા લાયક સ્ત્રીજાતિ સ્વતંત્રતા ભોગવવાને યોગ્ય નથી.

ઉપરનો શ્લોક પંડિતજીના મુખમાંથી નીકળવાને વખતે ઉપદેશશાળાના મકાન પાસેથી સરસ્વતી નામની કોઈ શાહાણી પંડિતા ચાલી જતી હતી, તેના કાનપર એ શ્લોક આવ્યો. ઉપદેશશાળામાં પંડિતજીના શબ્દોથી ઉગતી વયના વિદ્યાર્થીઓના મગજપર આ પ્રમાણે સમગ્ર સ્ત્રીઓના ખરા હક લુંટી લેવાની ખરાબ અસર કરાતી જોઈ અને આપણા દેશમાં સુખ–સૌભાગ્યના સાધનનો માર્ગ ઘણો સરલ કરવા માટે જેઓ વિદ્યાલયના અધ્યક્ષપણાનું કામ કરે છે તેઓએ પોતે ખરું જ્ઞાન મેળવીને પોતાના વિદ્યાર્થીઓને સુશિક્ષિત તથા

સદાચારી કરવાનો યત્ન કરવો જોઈએ તેને બદલે તેઓના હૃદયમાં એક નુ-
કસાનકારક ભ્રમની જડ જડાતી જોઈ એ પંડિતાથી સહન થઈ શક્યું નહિ.
તરત શાળામાં પ્રવેશ કર્યો અને નમન કરી વિનયપૂર્વક પંડિતજીને પૂછ્યું કે,
"પંડિતજી ! આ આપે કહેલું મનુસ્મૃતિનું વચન કેવી સ્ત્રીને માટે છે ?"

**શુકદેવ**—કેવી તે વળી કેવી ? સઘળી સ્ત્રીઓને માટે આ પરાધીન
રહેવાનો કાયદો સાક્ષાત્ મનુમહારાજ તથા બીજા ધર્મશાસ્ત્રકારોએ ઘડી
કહાડ્યો છે.

**સરસ્વતી**—તમારું બોલવું સત્ય છે. તમારા બોલવા ઉપરથી તો
એમજ સિદ્ધ થાય છે કે સ્ત્રીઓને પરાધીન રાખવાનો કાયદો કુદરતી નથી પણ
તમારા ધર્મશાસ્ત્રકારોએ ઘડી કહાડેલો—પાછળથી ગોઠવી કહાડેલો જ છે
અને તેથી સઘળા ગ્રંથકાર પુરુષોએ '**खले कपोत**'[1] એ ન્યાયને અનુસરી
કેવળ ઈર્ષ્યાળુપણાથીજ સ્ત્રીજાતિપર હુમલો કર્યો છે એમ ચોખ્ખું દેખાઈ આવે
છે. હમેશાં આ દુનિયામાં સબળો નબળાને દબાવે તે જ પ્રમાણે તમારા મનુ-
મહારાજે પણ કહેલું હોય એમ જોવામાં આવે છે.

**શુકદેવ**—નહિ નહિ, એ તો તમારી ભૂલ છે. ધર્મશાસ્ત્રને બાંધનારા
મહાત્મા મનુ કાંઈ પક્ષપાતી ન હતા. એણે તો સઘળું ખરું અને તત્વરૂપ જ
લખેલું છે. એમનાં વચનનો અનાદર અમારાથી કેમ થાય ?

**સરસ્વતી**—ભાઈ ! હું કંઈ તમને તેમનાં વચનનો અનાદર કરવાનું
કહેતી નથી. હું તો એટલું જ કહું છું કે તમારે જરા પૂર્વાપર જોવું જોઈએ.
મનુ ચોથા અધ્યાયમાં શું કહે છે તે પર જરા નજર તો કરો.

**यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।**
**यद्यदात्मवशं तु स्यात् तत्तत्सेवेत यत्नतः ॥**
**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।**
**एतद्विद्यात् समासेन लक्षणं सुखदुःखयोः ॥**
**मनुः अ. ४ श्लो. १५९–१६०**

---

[1] ખળામાં કબુતરનું ટોળું એકદમ તુટી પડે છે તેની માફક.

**અર્થ**—આ સંસારમાં જે જે પરાધીન કામ છે તે તે યત્નપૂર્વક તજી દેવું અને જે જે સ્વાધીન હોય તે તે પ્રયત્નથી કરવું. જેટલું જેટલું પરવશ છે તેટલું તેટલું દુ:ખ છે અને જેટલું સ્વાધીન છે તે સઘળું સુખરૂપ છે. આ સુખ અને દુ:ખનું સંક્ષેપમાં લક્ષણ જાણવું.

મનુનું આ વચન તમારા ધ્યાન બહાર ન હોવું જોઈએ.

**શુકદેવ**—વારૂ બહેન! પરાધીન કામ ત્યાગ કરવાનું મનુએ જે લખેલું છે તે તો ફક્ત પુરૂષોને માટે જ છે; પણ સ્ત્રીઓએ તો હમેશાં પરાધીન જ રહેવું એમ મનુએ ચોખ્ખી રીતે ફરમાવેલું છે, કે જે વચન સાંભળી તમારે આ શાળામાં આવવું પડયું.

**સરસ્વતી**—ભાઈ! એવું ફરમાન કરવામાં મનુએ ગફલત કરી છે કે એ ફરમાન સમજવામાં તમે ગફલત કરો છો એ વાતનું સ્પષ્ટીકરણ કરવા માટે હું આવી છું. વાસ્તે એ બાબત નક્કી થયા પછી જ સ્ત્રીઓને પરાધીન રહેવા માટે મનુ ચોખ્ખી રીતે ફરમાન કરે છે એમ કહેવું જોઈએ.

હું મનુના વચનનો અનાદર કરતી નથી તેમ તેને અસત્ય પણ ગણતી નથી; કારણ કે વેદે પણ મનુને મહત્તા આપી છે. **यन्मनुरवदत्तद्भेषजम्**—જે મનુએ કહેલું છે તે ઔષધરૂપ છે, આ વેદના વચનને હું સર્વાંશે માન્ય રાખું છું. પણ **न स्त्री स्वातंत्र्यमर्हति** એ વચનની વ્યવસ્થા–વિવેકપૂર્વક યોજના કે જે આપ ભાઈઓની અજાણમાં રહેલી છે તે જ માત્ર બતાવવા ઇચ્છું છું.

**શુકદેવ**—(સરસ્વતીના બોલવામાં ઉપરનું વેદવચન આવ્યું તેથી જાણે ખેદયુક્ત થયા હોય તેમ) અરે! શ્રુતિનો ઉચ્ચાર કરવા સ્ત્રીને અધિકાર નથી. ઠીક, જે થયું તે થયું. હવે કહો ત્યારે તમે શી વ્યવસ્થા બતાવવા ચાહો છો? તમે જાણતાં નહિ કે સ્ત્રીને પરતંત્ર રહેવાનું એક મનુમહારાજે જ કહેલું છે. સઘળા ઋષિ મુનિઓએ પણ તે જ પ્રમાણે આજ્ઞા કરી છે.

**સરસ્વતી**—એ ગતાનુગતિક[1] ન્યાયને હું જાણું છું, તેથી જ પ્રધાન-

1 એક ચાલે તેમ બીજાએ ચાલવું.

મલ્લનિબર્હણ[1] ન્યાયને અનુસારે મનુસ્મૃતિના વચનની વ્યવસ્થા બતાવું છું કે જે ઉપરથી તમોને સઘળાં સ્મૃતિકારોનાં વચનની વ્યવસ્થા કરવાનું સુતર પડે. હું ઉપર **यद्यत्परवशं कर्म** એ શ્લોક જે બોલી ગઈ છું તે સ્ત્રીપુરૂષ બન્નેને માટે સરખો જ છે. જે પરાધીનતા તમને અપ્રિય છે તે સ્ત્રીઓને કેમ પ્રિય હોય ?

**आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पंडितः ।**

એટલે બીજાં પ્રાણીઓ તરફ પણ જે પોતાસમાન દૃષ્ટિ કરે છે તેને પંડિત જાણવો.

આ ઉત્તમ નિયમને તમે તદ્દન ભૂલી ગયા છો. મહાત્મા તુલસીદાસજી કહે છે કે **पराधीन सपने सुख नाहीं ।** પરાધીન માણસને સ્વપ્નમાં પણ સુખ હોતું નથી. આ વાક્યને પણ તમે પોતાનો સ્વાર્થ સાધવા ખાતર જ સ્ત્રીઓના સંબંધમાં નહિ લગાડતાં પોતાના સંબંધમાં જ લાગુ કરો છો. ઊંડો વિચાર કરતાં એમ માલમ પડે છે કે માણસ હમેશાં બીજાની ઉપર પોતાની સત્તા અને દાબ બેસાડવાનો મરતાં લગી યત્ન કર્યાં કરે છે. આપણું ઉપરીપણું કેમ થાય અને આપણો હાથ ઉપર કેમ રહે આવી અભિલાષામાં જીંદગીનું મુખ્ય બળ ખરચવામાં આવે છે. દ્રવ્યનો સંચય, રહેવાનો દાહમાહ, પોશાકનું સૌંદર્ય અને જ્ઞાન અથવા બુદ્ધિ દેખાડવાં, વગેરે સાધનોથી દરેક માણસ બીજાને પોતાને આધીન કરવાનો પ્રયત્ન કરે છે. જંગલી લોકોનો સરદાર પણ લડાઈમાં ચડતી વખતે બીજાને બીક લાગે એવો રંગ શરીરે ચોપડી પોતાના કમરપટામાં ચોટલીઓ વાળી માથાંની ખોપરીઓ લટકાવી સામા પક્ષવાળાના મનમાં પોતાનો રૂવાબ અને દાબ બેસાડવાની ઇચ્છા રાખે છે. આથી ચોખ્ખી રીતે સમજાય છે કે દરેક માણસ બીજા પર પોતાનો રૂવાબ બેસાડવા માટે અને તેના પર સત્તા ચલાવવા માટે ઉત્સુક હોય છે. પરંતુ તેમ કરવામાં પણ જેઓ વિદ્વાન અને વિવેકી વર્ગમાં ખપવાનો ફાંકો ધરાવતા હોય

---

૧ મલ્લના મંડળમાં મુખ્યમલ્લ જીતાયો એટલે તેથી ઉતરતા બીજા સઘળા મલ્લો જીતાઈ ગયાજ સમજવા.

તેમણે યોગ્યાયોગ્ય અને સારાસાર વિચાર તો પ્રથમથી અવશ્ય કરવો જોઈએ. અને જો તેમ કરવામાં ન આવે તો તે ખરેખરો જુલમજ ગણાય છે; જે વિવેકી ગણાતા માણસની આબરૂ પર સદા કલંક રૂપે રહે છે. માટે તમારા જેવા વિદ્વાન અને વિવેકી પુરૂષોએ સ્ત્રીઓની સ્વતંત્રતાને રસાતલમાં દાબી દેવાનો યત્ન કરતા પહેલાં કાંઈક વિવેકબુદ્ધિ વાપરવી જોઈએ. સ્ત્રીઓને કયા ગુન્હા માટે હમેશાં અસ્વતંત્ર રાખવી એ દર્શાવવું જોઈએ. મારૂં બોલવું હું હવે આટલેથીજ પૂરૂં કરૂં છું અને તેને માટે આપ શું ખુલાસો કરો છો તે સાંભળ્યા બાદ બાકી જે કાંઈ બોલવાનું છે તે બોલીશ.

**શુકદેવ**—( આવું વ્યાખ્યાન સાંભળી પોતે મનમાં મુંઝાયા અને તેથી) બાઈ! **अल्पारंभाः क्षेमकराः** "નાનો આરંભ એ કાર્યની સિદ્ધિ કરનાર છે" એ નિયમ પ્રમાણે આજ હવે આ પ્રસંગ બંધ રાખો. સાંજ પણ પડવા આવી છે, હું તમારા મનનું સમાધાન કાલે કરીશ. ધર્મશાસ્ત્રનું રહસ્ય ઘોર છે એ તમારા સરખી સ્ત્રીજાતિથી કંઈ તરતમાં સમજાય તેવું નથી.

**સરસ્વતી**—બહુ સારૂં જેવી આપની મરજી.

( સરસ્વતી નમન કરી જાય છે અને પંડિતજી શાળા બંધ કરે છે. )

---

# દિવસ ૨ જો.

## સ્ત્રીજાતિની વ્યર્થ નિંદા કરવાનો પુરૂષોનો દુરાગ્રહ.

બીજે દિવસ વખત થતાં સરસ્વતી પંડિતજીની શાળામાં આવી પહોંચી જેને જોઈ પંડિતજી કે જે આગલા દિવસની રાતના ઘણો ઘણો વિચાર કરી થાકી ગયા હતા, સરસ્વતીએ મનુના વાક્યપર જે ગોટો કલાવ્યા હતા તેને ત્રોડવાના પ્રયત્નમાં નિષ્ફળ નિવડ્યા હતા અને મગજમારી કરી કરી ચીડવાઈ રહ્યા હતા, તે આ વખત મનમાં તેનાપર કરડાકી કરવા લાગ્યા. તેનું આગમન તેને જરા પણ પસંદ પડયું નહિ. પોતાની પકડ જોઈએ તેવી મજબૂત નથી અને તેથી તે હાથમાં રહેવી કઠણ છે એમ ધાસ્તી ખાવા લાગ્યા, તથા જે સ્ત્રીજાતિને પોતે જન્મથી માંડી હલકી નજરે જોતા આવ્યા છે તેને આ

પ્રમાણે પોતાના હક માગતી અને મુદ્દાસર તકરાર કરતી જોઈ અચંબો પામ્યા. પોતાની ગંભીરતા જાળવવા ખાતર તેણે સરસ્વતીને આવકાર આપ્યો; પરંતુ તે આવકાર અંદરખાનેથી તેનો અનાદરજ દર્શાવતો હતો. સરસ્વતી વિનયપૂર્વક પ્રણામ કરી પાસે બેઠી. આગલે દિવસ થયેલી ચરચા ગામમાં થોડી ઘણી પ્રસરી ગયેલી હોવાથી કેટલાએક જોવાના ચટકુલા પુરૂષો પ્રથમથી જ ત્યાં આવી બેઠા હતા. તેઓ પોતાની તરફેણમાં થાય એમ જોવાને જ રાજી હતા. પણ તેની સાથે એક સ્ત્રી આવા પંડિતજીની સામે કેવી રીતે ટક્કર ઝીલે છે એ જોવાને તેઓ ટળટળી રહ્યા હતા. કોઈ કોઈ સ્ત્રીઓ બહાર ઊભી રહી શાળાના મકાનની બારીઓમાંથી ધીમેથી ડોકાયાં કરતી હતી. કેટલીએક સુધરેલી, છટેલી વગેરે કહી તેની મશ્કરીઓ કરતી હતી, અને કેટલીએક તેની આવી જાહેર હિંમતને માટે હોઠે તર્જની અડકાવી અચંબો બતાવતી હતી. આવા સંજોગો વચ્ચે સભાના કામની શરૂઆત થઈ.

**સરસ્વતી**—પંડિતજી ! સ્ત્રીજાતિના સ્વાતંત્ર્ય વિષે મારે મનુના વચનની જે કંઈ વ્યવસ્થા કરવાની હતી તે મેં કાલે કેટલેક દરજ્જે કીધી છે એ વિષે ખુલાસો આપવાનું આપે આજ ઉપર નાખેલું છે, તો તે ખુલાસો મેળવવા માટે અહીં આવી, મેં વળી પણ આપને તસ્દી આપી છે તેને માટે હું ક્ષમા માગું છું. વિદ્વાન્ માણસનું મુખ્ય કર્ત્તવ્ય છે કે તેણે દુનિયાની દૃષ્ટિ આગળ સત્ય ખડું કરવું. સામાન્ય માણસો કરતાં તેમનામાં વિશેષ બુદ્ધિની જે કુદરતી બક્ષીસ થયેલી છે તે વ્યવહારના સત્યાસત્ય નિર્ણયને માટે જ છે. મનુષ્યોના મનમાં જમાનાનો અવળી ધૂનનો જમાવટ ન થવા દેવા માટે તેમના શિર પર જવાબદારી રહેલી છે વિદ્વાન્ એ એક આખી દુનિયાનો ન્યાયાધીશ છે. જનસમૂહના જૂદા જૂદા વિચારોનું સત્યાસત્ય તપાસી તેનો નિર્ણય કરવો એ તેના અખત્યારની બાબત છે. જો તે જરા જેટલો પણ પક્ષપાતી બને છે તો તેની વિદ્વત્તા પર મોટું કલંક ચોટે છે અને ઈશ્વર તરફથી તેને મળેલી તે સર્વોપરિ સત્તા પર મીંડું મેલાવાની સાથે અંતે તેને ઈશ્વરી દરબારમાં તોહોમતદારના પાંજરામાં ઊભવું પડે છે. જરા ઊંડા વિચાર કરીએ તો આપણને ચોખ્ખું જણાઈ રહે એમ છે કે ખરી રીતે આ દુનિયા પોતે આંધળી છે, કારણ કે

તે પોતાની મેળે ખરું ખોટું જોઈ શકતી નથી. પરંતુ ઇશ્વરે વિદ્વાન્ માણસને તેના ચક્ષુને સ્થાને નિમ્યા છે. તો હવે જો તે ચક્ષુ પણ કંઈ રોગગ્રસ્ત થાય અર્થાત્ વિદ્વાન્ માણસમાં અભિમાન, આગ્રહ, અનાદર વગેરે અવગુણો દાખલ થાય તો તો પછી દુનિયા કમનસીબે છતી આંખે આંધળી જ રહે છે. આ ઉપરથી મારે કહેવાનું એટલું જ છે કે આપ દુનિયાના ન્યાયાધીશ તરીકે છો. નિષ્પક્ષપાત મનોવૃત્તિથી વાજબી ગેરવાજબીનું તોલન કરવું એ તમારા હાથમાં છે. બીજી રીતે દુનિયાનાં ચક્ષુરૂપ પણ તમે છો અને તેથી દુનિયાને દેખતી કરી ખાડમાં પડતી અટકાવવી અને સડકને માર્ગે ચલાવવી એ પણ તમારું કામ છે. માટે સ્ત્રીસ્વાતંત્ર્ય વિષે બરોબર વિચાર કરી વાજબી ખુલાસો આપશો. હું આશા રાખું છું કે તમે સત્યાસત્યનો નિર્ણય કરવાની બાબતમાં તમારા જાત ભાઈઓની તરફેણમાં ચુકાદાના ત્રાજવાને વગર વિચારે ઢોળી પાડશો નહિ. તમે ગઈ કાલે જણાવી ગયા છો કે "ધર્મશાસ્ત્રનું રહસ્ય ઓર છે, એ કાંઈ તમારા સરખી સ્ત્રીજાતિથી તરતમાં સમજાય તેવું નથી." પરંતુ હું કહું છું કે જો આપ ખરા અંતઃકરણથી તે સમજાવવા ધારો તો તે જરા પણ અશક્ય નથી. **वक्तुरेव हि तज्जाड्यं श्रो । यत्र न बुध्यते ।**

**શુકદેવ**—દુનિયામાં ખરું શું છે અને ખોટું શું છે એ જાણવાની ઇચ્છા ઘણા મનુષ્યો ધરાવે છે; પરંતુ તે વિષે જ્યારે તેમને જણાવવામાં આવે છે ત્યારે તે સમજવાની શક્તિ ધરાવનારાં ઘણું જ થોડાં નીકળે છે, અને સમજીને તેનો પ્રસિદ્ધ રીતે સ્વીકાર કરનારાં તો વળી તેથી પણ થોડાં નીકળે છે. આનું કારણ જો આપણે તપાસવા બેસીએ તો તેમનામાં અહંપદની જડ જામી ગયેલી જોવામાં આવે છે. દરેક માણસને પોતાની સત્તા વધારવાની લોલુપતા ઘણીજ હોય છે. પણ સમજુ તે જ ગણાય કે જે પ્રથમ પોતાની શક્તિનો વિચાર કરી તે પછી જ તેવી લોલુપતા રાખે. ઈશ્વરે જેને પાંખ આપી છે તેને ઊડવા માટેજ સરજ્યાં છે, અને જેને પગ આપ્યા છે તેને ચાલવા માટે જ સરજ્યાં છે એમ તેમણે સમજવું જોઈએ. પણ જો પાંખવગરનું પ્રાણી ઊડવાની આકાંક્ષા ધરાવે તો તે કેવળ મૂર્ખમાંજ ગણાય અને મશ્કરીનું પાત્ર બને. આપણાં શાસ્ત્રોમાં ઘણે સ્થળે જનસમૂહને ઈશ્વરનું રૂપ

આપેલું છે, અને તેથી ઈશ્વરના વિચારો જેમ ભૂલભરેલા ન હોય તેમ જનસમૂહના વિચારો પણ ભૂલભરેલા હોતા નથી. કદાચ એકાદ બે માણસો ભૂલ કરે એ તો કેવળ અસંભવિતજ છે. બે ઘડી આપણે એમ પણ ધારીએ કે તેટલાં માણસો પણ ચાલતા જમાનાની કોઈ તેવી અસરથી ભૂલ ખાઈ જાય; પરંતુ તેવું ઘણા જ થોડા વખતને માટે બનવા સંભવ છે. પણ હજારો અને લાખો વર્ષથી જે વિચાર હજારો અને લાખો માણસોના મનમાં સરખી રીતે જ ઉદય પામી અવિચ્છિન્ન પુષ્ટ થતો આવેલ હોય તેમાં તો કંઈ ભૂલ કેમ જ કહાડી શકાય? જે નિયમના ઘડનાર પ્રતિષ્ઠિત હોય અને જેને માટે તે ઘડાયેલ હોય તે પોતે કબૂલ મંજૂર રાખતા હોય તો પછી તેવા નિયમમાં કોઈ પણ જાતની ખામી કેમ જ કહાડી શકાય? તેવા નિયમને ફેરવવાનું નામ જ કેમ લઈ શકાય? વળી જે નિયમો દુનિયામાં સર્વાંશે પ્રચલિત થઈ સમગ્ર જાતિને માટે સિદ્ધ થઈ ચૂકેલા હોય તે નિયમોની અમારે અમુક વ્યવસ્થા કરવાની છે અથવા તેમાં અમારા અમુક વિકલ્પો છે એવું પાંડિત્ય દર્શાવવા આગળ વધવું એ પણ આ કળિયુગની બલિહારી છે. સમગ્ર સંસારચક્રને પોતાની ઇચ્છાનુસાર ભ્રમણ કરાવનારા મહાશક્તિમાન પંડિતોને જે નિયમમાં ફેરફાર કરવાનું ન સૂઝ્યું અને તેમાં ફેરફાર કરવાની તેઓની હિંમત ન ચાલી તે નિયમમાં ફેરફાર કરવાનું એક અબળાને સૂઝે ( સઘળી સભા સરસ્વતીની સામે જુવે છે.) અને તેમ કરવાની તે હિંમત ધરે આ કાંઈ ઓછું આશ્ચર્ય નથી, આ કાંઈ ચટાક જમાનાનું ઓછું ચાંચલ્ય નથી.

બાઈ! તમારા વિચારો સમુદ્રના કલ્લોલોની માફક ઉછળતા છે, તેને શાંતવૃત્તિ પર લાવવા જરૂરના છે. લડાઈના મેદાનમાં અગ્રેસરપણું ધરાવી પોતાનો ઠાઠમાઠ દેખાડવાની હોંસ તો ઘણાને હોય છે, પણ તેમાં આખર સુધી ટકી રહેવું અને વિજય મેળવવો એ મોટી મુશ્કેલીની વાત છે. પરિશ્રમ પ્રસાદ પર પોતાનો સ્વતંત્ર હક ગણી બેસી જવું એમાં કોનું મન ન લોભાય? પણ તે નિપજાવવામાં કેવી મહેનત અને અક્કલ વાપરવી પડે છે એ વિચાર કરવામાં આવે તો તે આપે અને આપણે નીચે મોંએ ખાવું એટલો જ આપણો હક છે એમ સમજાયા વગર રહે નહિ.

વળી અમુક માણુસ અમુક બાબતને યોગ્ય અને અમુક બાબતને અયોગ્ય છે એવો નિર્ણય તેના શરીરના અને મનના કુદરતી બંધારણપરથી જ થાય છે; પરંતુ તેવો નિર્ણય સાધારણ બુદ્ધિના માણુસથી થઈ શકતો નથી. એટલા માટે અગાધ બુદ્ધિવાળા લોકહિતેચ્છુ મહાત્માઓએ સર્વ લોકો સમજી શકે તેવા સહેલા નિયમો ઘડી કહાડ્યા છે, જે પ્રમાણે વર્તવાથી આ લોકમાં સુખ અને પરલોકમાં સારી ગતિ મળે છે. આ ઉપર પુરૂષો અને સ્ત્રીઓ એ બન્નેએ ધ્યાન આપવાનું છે. પંડિતો ! તમે સમજી શકો તેવાં હોવાથી મારા આ ગર્ભિત વાક્યોથી જ તમારા મનનું સમાધાન થયું હોવું જોઈએ, અને તેમ થયું હોય તો તે તમે જાહેર કરશો.

(આટલું બોલી પંડિતજીએ પોતાનું ભાષણ સમાપ્ત કરતાં કેટલાએક પુરૂષ સભાસદો કે જેઓ આગલા દિવસની હકીકતથી બરોબર વાકેફ થયેલા હોવાને લીધે પંડિતજીના બોલવાનો ભાવાર્થ બરોબર સમજી શકયા હતા તેઓએ પોતાના લાભના ભાષણથી આવેશમાં આવી જઈ તાળીઓના ગડગડાટથી પંડિતજીને વધાવી લીધા. બહાર જોતી સ્ત્રીઓ તો આ કાંઈક બોલ્યા અને આ સ્ત્રીને કાંઈક કહ્યું એટલું જ સમજી સરસ્વતી શું બોલે છે તે સાંભળવાની ઉત્સુકતાથી તેના સામે જોવા લાગી. તેટલામાં સરસ્વતીએ ઉભી થઈ પોતાનું ભાષણ ચાલાવ્યું.)

**સરસ્વતી**—પંડિતજી ! આપના ભાષણમાં જે બે ચાર વાક્યો આવેલાં છે તેથી ખરેખર આપનું પાંડિત્ય પરાકાષ્ઠાએ પહોંચ્યું છે. મેં નહિ ધાર્યું હતું કે આપના મુખમાંથી આવાં ઉત્તમ નિષ્પક્ષપાત વાક્યો સાંભળવાને હું ભાગ્યશાળી બનીશ. "અંતઃકરણમાં અહંપદની જડ જામી ગયેલી હોવાથી ખરૂં ખોટું સમજનારા અને સમજી તેનો પ્રસિદ્ધપણે સ્વીકાર કરનારા ઘણા જ થોડા નીકળે છે," આ આપનું કહેવું યથાર્થ છે. ચાલતા વિષયમાં પણ આપણે એ જ તપાસવાનું છે કે સ્ત્રીઓ સ્વતંત્રતાને લાયક છે કે નહિ? **न स्त्री स्वातंत्र्यमर्हति** એ વાક્ય કહેવામાં મનુનો વિચાર કેવો હતો? તે પણ આપણે આપણી વિવેકબુદ્ધિથી તારવી કહાડવું જોઈએ. તો તેને માટે મેં જે વ્યવસ્થા બતાવી છે તે વ્યવસ્થા ખોટી કરવામાં આવી છે એમ આપના તરફથી આપ-

ના લાંબા લાંબા ભાષણમાં ક્યાંય પણ સિદ્ધ થઈ શક્યું નથી. તમે કહો છો કે પ્રતિષ્ઠિત માણસના નિયમને ફેરવવાનું નામ જ કેમ લઈ શકાય ? પણ હું કહું છું કે આમાં કાંઈ મનુના નિયમને હું ફેરવતી નથી, પણ તે નિયમ પુરૂષોના અંતઃકરણમાં જે ઊંધા રૂપથી ભરાઈ બેઠો છે તેને સરખા રૂપથી જણાવવો એટલો જ આ બાબતમાં મારો યત્ન છે. વળી કદાચ જમાનાને અનુસરી થોડો ઘણો ફેરવવો પડે તો તેમાં પણ ખોટું શું ? ઈશ્વરે બુદ્ધિ એટલા જ માટે આપી છે કે અવિવેકનો ત્યાગ કરવો અને વિવેકનું ગ્રહણ કરવું. કાળચક્ર હમેશાં ફરતું જ રહે છે અને તેથી પૂર્વકાળમાં જે કેટલાએક નિયમો દુનિયાને અનુકૂળ હોય તેમાંના કેટલાએક આજ પ્રતિકૂળ હોય એ દેખીતું છે. લાંબે કાળે દેશમાં પણ ફેરફાર પડી જાય છે. જ્યાં જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ થઈ જાય છે, અને માણસોના વિચારમાં પણ ફેરફાર પડી જાય છે. તો તેટલુ ભિન્નપણું થવા છતાં પણ આગળના દેશકાળને અનુસરીને ઘડાયેલા નિયમોને જ અડીયલ કાઠીની પેઠે વળગી રહેવું એ બુદ્ધિમાનનું લક્ષણ નથી. બુદ્ધિમાન તો તે જ કહેવાય કે જે દેશકાળને અનુસરીને વર્તે. કહ્યું છે કે:—

देशकालानुसारेण वर्तते हि विचक्षणः ।

"વિચક્ષણ પુરૂષો દેશકાળને અનુસરીને વર્તે છે" આ વિવેકબુદ્ધિના વાક્ય પર પગ મૂકી વેરાવળનું નાકું પકડીને બેસી રહેનારા પુરૂષો કેવળ અલ્પબુદ્ધિ જ જણાવે છે.

પંડિતજી! મારા વિચારો ઉછળતા છે એમ આપનું માનવું કયા કારણથી થાય છે તે મને જણાવવું જોઈએ. સ્ત્રીઓને સ્વતંત્રતા ભોગવવામાં તેમના શરીરનું કેવા પ્રકારનું બંધારણ કેવી રીતે તેમની આડે આવે છે? જો બંધારણનો દોષ કહાડતા હો તો હજુ હમણાં તમારા પર ચક્રવર્ત્તી રાજ્યસત્તા કોણ ચલાવી ગયું છે તેનો વિચાર કરો. આપણા દેશની શૂરી રજપૂતાણી કે જેઓએ અનેક પ્રસંગો પર રણભુમિમાં પુરૂષોનાં પરાક્રમોને નિસ્તેજ કરી દીધાં છે તે પણ સ્ત્રીઓ હતી કે નહિ ? પ્રાચીન કાળની સતી સાવિત્રી કે જેનું નામ

સાંભળતાં આજ તમે સઘળા હાથ જોડો છો અને માથું નમાવો છો; તે જો **न स्त्री स्वातंत्र्यमर्हति** એ વાકયનો તમારી પેઠે અર્થ કરી ઘરને ખૂણે ભરાઈ રહી હોત અથવા સત્યવાનના મરણ પછી પોતે સ્વતંત્ર બની ત્યાંથી આગળ ચાલી ન હોત અને નાહિંમત બની બળી મૂઈ હોત તો શું તે યમરાજાની પાછળ જઈ પોતાના પ્રાણનાથના પ્રાણ કદી પણ પાછા વાળી શકી હોત? અને મનુએ પોતાની **शतरूपा** સ્ત્રી સામે નજર રાખીને ઘડેલો નિયમ આવી **एकरूपा** સ્ત્રીને માટે લાગુ પડયો હોત તો તેની કીર્તિ જે આજે દિગંતસુધી પણ ગાજી રહી છે તે કદી પણ થાત? આજ પણ જોઈએ છીએ તો જ્યાં સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળેલું છે ત્યાં તેઓ પુરૂષોના જેવા જ અથવા તેથી પણ વખાણવા લાયક તન અને મનની મહેનતનાં કામ કરી શકે છે. વિલાયતમાં વીશ હજારથી પણ વધારે સ્ત્રીઓ વર્તમાનપત્રોમાં લેખક તરીકે કામ કરે છે. રોમાનીયાની રાણી કારમેન સીલ્વા સાહિત્યમાં ઘણી કાબેલ હોવાને લીધે તેને "સાહિત્યની રાણી" એવા નામથી ઓળખાવવામાં આવે છે. આવી રીતે જોઈએ તેટલા દાખલા દલીલો મળે તેમ છે અને તેથી સ્ત્રીઓને તેમની ખૂંચવી લીધેલી સ્વતંત્રતા પાછી આપવાનું પણ સિદ્ધ થાય છે; પરંતુ મૃતકમુષ્ટિ (મડાગાંઠ) વાળી બેઠેલા પુરૂષો પોતાનો દુરાગ્રહ છોડતા નથી.

આજ સુધી પુરૂષો પર વિશ્વાસ રાખી બેઠેલી અને તેઓ અમારા ખરા હિતકર છે એમ સમજી બેઠેલી સ્ત્રીઓએ પોતાની સત્તા ઘટતી જાય છે તે પર પોતાના ભોળપણને લીધે કંઈ પણ લક્ષ આપ્યું નહિ, અને તેથી જેમ પોતાની સત્તા ઘટે તેમ સામા પક્ષની સત્તા વધતી જાય છે એ નિયમ પ્રમાણે પુરૂષોએ પોતાની સત્તા વધારી સ્ત્રીઓના સઘળા હક્ક ધીમે ધીમે ખૂંચવી લીધા. વિશ્વાસે રહેલી વનિતાઓને "અમે તમારા લાભ સાચવીએ છીએ, અમારૂં કહ્યું માનશો તો જ તમને મોક્ષ છે; અમે મરવાનું કહીએ તો મરવું અને અમે જીવવાનું કહીએ તો જ જીવવું એમાં તમારૂં કલ્યાણ છે; અમને પૂજવાથી, અમારાં માબાપને અને અમારાં સગાં સંબંધીને માન આપવાથી, તેઓ દુઃખ આપે તોપણ તેમના દાબમાં રહેવાથી તમને પુણ્ય અને તમારી કીર્તિ છે," વગેરે વગેરે સ્વાર્થસાધક પ્રપંચોથી ભોળવી માણસજાત તરીકે

તેમના જે હકો તે પણ રસાતાલમાં ડુબાવી દીધા. અરે ! તેમને પશુ કરતાં પણ ઉતરતા દરજ્જાની કરી મૂકી. આ પ્રમાણે છાણમાં તરવાર મારી પુરૂષ વર્ગ પોતાને પરાક્રમી માને છે. આમ કરવામાં પોતાની અક્કલ વધારે ગણે છે અને સ્ત્રીઓને અબળા ગણાવી પોતાનું સબળપણું સિદ્ધ કરે છે. વાહ ! ધન્ય છે તમને ! પરાક્રમમાં તો કાંઈ મણા નહિ.

**अंकमारुह्य सुप्तं हि हत्वा किं नाम पौरुषम् ।**

" ખોળામાં સુતેલને હણવામાં શું પરાક્રમ ? " પંડિતજી ! જેવાં નિષ્પક્ષપાતનાં વચનો મોઢે બોલો છો તેવાજ નિષ્પક્ષપાત વિચાર અંતઃકરણમાં રાખો, અને સાધારણ માણસને ગમ ન પડે તેવું કેવળ પ્રાસ્તાવિક પાંડિત્ય ન વાપરતાં ચોખ્ખો ખુલાસો કરો.

**શુકદેવ**—( સરસ્વતીને સામટી રીતે દબાવી દેવા માટે પોતે કરેલું પ્રથમનું ભાષણ નિષ્ફળ નીવડ્યું તેથી જરા ચીડાઈને ) બાઈ ! તમારા જેવાં સાથે શુષ્કવાદ કરવામાં ઉતરવું એ અમારા જેવા પંડિત લોકોનું કામ નથી. શાસ્ત્રમાં તો સ્ત્રીને ઉત્તર દેવાની પણ મના કરેલી છે. કહ્યું છે કેઃ—

**योषिति गुरुषु च मूर्खे विदुषा नैवोत्तरं देयम् ।**

" વિદ્વાન્ માણસે સ્ત્રી, ગુરૂ અને મૂર્ખની સામે ઉત્તર ન જ વાળવો. " તો પછી સ્ત્રીની સાથે વાદવિવાદ તો કેમ જ ચલાવી શકાય ? એક અબળા સાથે વાદવિવાદમાં ઉતરી હું મારી પદવીને હલકી પાડવા ઇચ્છતો નથી.

**સરસ્વતી**—હું પણ તમારી સાથે શુષ્કવાદ કરવાને ઇચ્છતી નથી પણ આર્દ્રવાદ કરવાને ઇચ્છું છું. એટલે જે વાદ કરવામાં રસ રહે અને ખરૂં શું છે તે દુનિયાના જાણવામાં આવે, આવી રીતનો ધર્મવાદ કરવા ચાહું છું. જેમાં કેવળ દુરાગ્રહ જણાતો હોય અથવા જેનું પરિણામ માઠું આવવાનો ભય રહેતો હોય એવી બાબતમાં વિદ્વાન્ માણસે સ્ત્રી, ગુરૂ અને મૂર્ખની સામે ઉત્તર ન વાળવો એટલે તેની સામે થવું નહિ. પણ જ્યાં સત્યને અજવાળામાં લાવવાની બાબત હોય ત્યાં તો હરકોઈના પૂછવા પર પણ લક્ષ આપી તેના મનનું સમાધાન કરવું જોઇએ. બધી બાબતમાં જો સ્ત્રી જાતિને ઉત્તર ન

આપવો એમ જ માનતા હો તો તમારા ઘરમાં તમારી સ્ત્રી રસોઈને માટે પૂછતી હશે તેને પણ ઉત્તર નહિ આપતા હો, અને તેથી તમારે હમેશાં ઉપવાસ જ થતા હશે, અને તેથી "પેટનું બળ્યું ગામ બાળે" એ કહેવત પ્રમાણે તમે સમગ્ર સ્ત્રીઓના હક ખૂંચવી લેવા તત્પર થયા છો. આથી તમારી વિદ્વત્તા પર મોટું કલંક ચોંટે છે. પ્રજાને સત્ય ઉપદેશ આપે ત્યારે જ વિદ્વાન્ ઋણમુક્ત થયો ગણાય છે. પણ તમે તો જેને ઉપદેશની જરૂર છે તેને ઉત્તર આપવાની પણ આનાકાની કરો છો ત્યારે પછી કરજમુક્ત ક્યાંથી થશો ? અમોને ઉત્તર ન આપવામાં તમે જે પ્રમાણ દર્શાવ્યું છે તેમાંથી તો વ્યાકરણના સંધિસૂત્રના[1] નિયમ પ્રમાણે **अविदुषा** એવું પદ નીકળે છે, વાસ્તે તેઓને અવિદ્વાન્ એટલે મૂર્ખ ઉત્તર આપવો નહિ. જો તે ઉત્તર આપે તો વખતે વિવાહનું વરશી કરી નાખે. વિદ્વાન્ પણ જો દુરાગ્રહવશ થઈ ઉત્તર ન આપે તો તે અવિદ્વાન્ અર્થાત્ મૂર્ખ જ ગણાય. ગઈ કાલે તમે કહી ગયા હતા કે ધર્મશાસ્ત્રનું રહસ્ય ઓર છે, તો તે રહસ્ય તમારે અમને સમજાવવું જોઈએ. તેને બદલે તમે આમ ચોટાઈ જાઓ એ તમને શોભે નહિ. તમે એટલું તો સમજો છો કે મહાત્મા પુરૂષોનું બોલવું સૂત્રરૂપ એટલે થોડા શબ્દોમાં ઘણા અર્થોવાળું હોય છે, માટે જ તેની ઉપર વ્યાખ્યાનની જરૂર છે. તેની વ્યવસ્થા બતાવવામાં મેં શું ભૂલ કરી છે તે તમારે જણાવવું જોઈએ.

**શુકદેવ**—અહો ! તમે તો વ્યાખ્યાનકાર કુલ્લૂક ભટ્ટ[2] બન્યાં. હવે કોઈ ધર્મશાસ્ત્રની તકરાર આવશે તેનો નિર્ણય કરવા તમારી પાસે આવવું જોશે.

**સરસ્વતી**—પંડિતજી ! હું કુલ્લૂક ભટ્ટ બની તો તમે ઉલૂક ભટ્ટ બન્યા. કારણ કે ધોળે દિવસે ખુલ્લી રીતે દેખાય એવી ચીજને પણ ઉલૂક ( ઘુવડ ) દેખતો નથી તેમ અનેક શાસ્ત્રપ્રમાણ તથા યુક્તિબળરૂપ સૂર્યનો પ્રકાશ છતાં આપના હૃદયનું અંધારૂં જતું નથી. આ જગોએ કોઈ ન્યાયવેત્તા કે તટસ્થ હોય તો હું તમારૂં સઘળું પોકળ તેની આગળ ખુલ્લું કરૂં. પણ સત્યાસત્યનો વિચાર કર્યા વિના "મીયાંની ચાંદે ચાંદ" કરવાવાળા માણસોમાં મારી દ-

---

૧ एङः पदांतादति ।६।१।१०९। पाणिनि.

૨ મનુસ્મૃતિનો એક પ્રસિદ્ધ ટીકાકાર.

લીલો ધૂળ પર લીંપણ કર્યા બરોબર રદ જાય છે. હું કહું છું કે આ સધળાઓ ફકત કૌતુક જોવા ખાતર જ આવેલા છે. જો તેમ ન હોય તો આ બાબત ઉપર લક્ષ કેમ ન આપે અને પોતાના અભિપ્રાયો કેમ ન દર્શાવે ? ( સધળા સભાસદો જાણે સરસ્વતીની મશ્કરી કરતા હોય તેવે ચહેરે એક બીજા સામે જોતા રહે છે. ) પંડિતજી ! આ સભા જ નથી અને તમે પણ નિર્ણય પર આવવાને બદલે ખજાઇ જાઓ છો તેથી હું હવે આ બાબત બંધ રાખવા ચાહું છું.

**શુકદેવ**—સ્ત્રીસ્વાતંત્ર્ય સિદ્ધ ન કરી શકવાની અશક્તિને છુપાવવાનો તાલ તો સારો રચ્યો છો. ( સરસ્વતી ચમકે છે. ) આ પણ સભા છે. જુઓ **समाना भांत्यत्र इति सभा.** "જ્યાં સરખે સરખા બેઠા હોય તે સભા" એમ તેનો મૂળ અર્થ જ સૂચવી આપે છે કે આ સભા છે. મારે ખીજવાનું કાંઈ પણ કારણ નથી; પરંતુ આ તો નેવાંનાં પાણી મોભે જાય છે એ જોઈ આ કળિયુગ પર ચીડ ચડે છે. ( સધળા પુરૂષો તેના બોલવાને સંમત થતા હોય તેમ પોતાનાં મસ્તક હલાવે છે. )

**સરસ્વતી**—બલિહારી રે પંડિતજી ! તમારા પાંડિત્ય પર. તમારા અર્થ પ્રમાણે તો ગામની ઠઠ્ઠા મશ્કરી કરનારા સરખેસરખા જુવાનો કયાંય ટોળે વળી બેઠા હોય તેને પણ હવેથી તમે સભા કહેશો. આ મહાભારતનો શ્લોક તો તમને યાદ પણ નહિ હોય કેઃ—

**न सा सभा यत्र न संति वृद्धा वृद्धा न ते ये न वदंति धर्मम् ।**
**नासौ धर्मो यत्र न सत्यमस्ति न तत्सत्यं यच्छलेनाभ्युपेतम् ॥**

"તે સભા ન ગણાય કે જ્યાં વૃદ્ધ પુરૂષો નથી, તે વૃદ્ધ પુરૂષો ન ગણાય કે જે ધર્મ બોલતા નથી, તે ધર્મ નથી કે જેમાં સત્ય રહેલું નથી અને તે સત્ય ન ગણાય કે જે છળકપટના સંબંધવાળું છે."

તમારી સભામાં ઉપર પ્રમાણે સભાનું લેશ પણ લક્ષણ મારા જોવામાં આવતું નથી. કયાંથી જ હોય ? તમે પોતે પ્રપંચથી સત્યને ઢાંકવા ચાહો છો. ધન્ય છે પંડિતજી ! સભા શબ્દને લડાવ્યો તો બહુ સારી રીતે. સર્વ ઠેકાણે

જો એમ મૂળ અર્થ કરવા ધારશો તો પછી આપનું નામ **શુકદેવ** છે. શુક એટલે પોપટ અને દેવ એટલે દૈત્યનો ભાઈ. તો પોપટ અને દૈત્યના ભાઈનો સંબંધ કાંઈ મળતો નથી. તમે પોપટના પેઠે પઢો છો અને રામચંદ્રશાસ્ત્રીના પુત્ર છો માટે કહો તો આપનાં "પઢો રે પોપટ રાજા રામના" એ ગીત ગાઈએ; અને દેવના ભાઈ દૈત્ય જેવાં ક્રૂર આચરણ કરતા હો તો દૂરથી જ નવ ગજના નમસ્કાર કરીએ. આમ ન કરીએ અને કદી તમારી મોટાઈ જાળવવા ખાતર તમને વ્યાસપુત્ર શુકદેવ મુનિની ઉપમા આપવા ધારીએ તો તે પણ બની શકે તેમ નથી; કારણ કે શુકમુનિ તો બ્રહ્મચારીજ હતા અને તમે તો એક મરી જતાં ઘરડે ઘડપણ દશહજાર ખરચી બીજી આણી. એ વિરાગી અને તમે રાગી. એના માથા પર જટા હતી અને તમારા માથા પર ટાલ પડી જવાને લીધે શિખા (ચોટલી) નું પણ ઠેકાણું નથી. તણે સાત દિવસમાં પરીક્ષિત રાજાનો ઉદ્ધાર કર્યો હતો અને આપને સાઠ વર્ષ થયાં તેમાં આપે કોનો ઉદ્ધાર કર્યો? દેશ તો ડૂબતો જાય છે. વ્યાસપુત્ર શુકદેવની કથાનું શ્રવણ કરવા મોટા મુનિવરો આવતા અને આપ તો આ છોકરાઓમાં અને અજ્ઞાન સ્ત્રીઓમાં પેલા વિકલ પૌરાણિકની[1] પેઠે કથા કર્યા કરો છો. તો પછી શુકમુનિની **ઉપમ** તો તમને કેમજ અપાય? કહો હવે મૂળ અર્થનું માહાત્મ્ય ક્યાં રહ્યું?

**શુકદેવ**—( તપી જઈને ) સંસ્કૃત ભાષાનું જ્ઞાન એ સિંહણનું દૂધ છે. તે કાંચનના વાસણમાં જ રહી શકે[2]; પીતળના વાસણમાં તે કદી પણ બગડયા વગર ન રહે. જુઓ, તેનો આ પ્રત્યક્ષ દાખલો. હજુ તો ભાષાજ્ઞાનમાં પ્રવેશ માત્ર છે પણ તેમાં મૂળ અર્થ અને ભાવાર્થ વગેરેનાં વિવેચન કરી કેવું ઉછાંછળાપણું

---

**१ सारस्वतं श्रुतिपथं न कदापि नीतं काव्यं न कोमलपदावलि वक्रसमक्षम् । रंडासु मूर्खबहुलेषु जनेषु सम्यक् पौराणिकस्तदमलं प्रकटीकरोति ॥**

**सत्संगविजय नाटक.**

૨ સિંહણકેરું દૂધ, સિંહતણા સુતને જરે;
કાંચન વાસણ વિના ફાટી બ્હાર ઝરે.

બતાવવા માંડયું છે. તો હવે સાંભળો, તમારૂં ભોપાળું હું ઉઘાડું કરૂં છું. દુનિયામાં તમારી કેવી ઉત્તમતા અને કેવી આબરૂ છે તે નીચેનાં વાક્યોપરથી જણાઈ રહે છે.

**१ द्वारं किमेकं नरकस्य नारी. २ विश्वासपात्रं न किमस्ति नारी.**
**३ संमोहयत्येव सुरेव का स्त्री. ४ किमत्र हेयं कनकं च कान्ता.**
**५ का शृंखला प्राणभृतां च नारी. ६ त्यक्त्वा सुखं किं स्त्रियमेव सम्यक्.**
**७ किं तद्विषं भाति सुधोपमं स्त्री. ઈત્યાદિ.**

આ બધાં શાસ્ત્રોનાં વચનો તરફ નજર નહિ કરતાં મેં તમારી સાથે ચર્ચા કરી એ મોટી ભૂલ કરી. માટે જાઓ હવે હું તમારી સાથે વાત કરવાનો નથી. ચુલા પાણીઆરાનું કામ છોડી શાસ્ત્રની વાતમાં પણ હાથ નાખવા આવ્યાં છો ?

**સરસ્વતી**—પંડિતજી ! વિદ્યા વિનય વાળી હોય તો જ તે શોભે છે, નહિ તો તે દૂષણરૂપ ગણાય છે. તમે મણિરત્નમાલા તો ઘણી સારી રીતે કંઠે કરી રાખી છે, પણ હવે હું તમને ત્મણીરત્નમાલાનાં થોડાં વાક્યો સંભળાવું તે સાંભળો એટલે તમારા કાનની ધાક ઉઘડે અને પછી તમારાં સાત વાક્યોની જુજવી ભાત પાડી બતાવું.

**१ पुत्रपौत्रवधूभृत्यैः संपूर्णमपि सर्वदा ।**
**भार्याहीनगृहस्थस्य शून्यमेव गृहं मतम् ।**
**२ धिग्गृहं गृहिणी शून्यम्. ३ भार्या मित्रं गृहेषु च.**
**४ न भार्यायाः परं सुखम्. ५ भार्यासमं नास्ति शरीरतोषणम्.**
**६ भुवनतलरत्नं शशिमुखी. ७ गृहे भूपा योषा.**

તમારાં સાત વાક્યો સામે આ સાત વાક્યોનો પણ વિચાર કરજો, અને હવે સાંભળો.

૧ નારી એ નરકનું દ્વાર શા માટે ? સ્ત્રી તથા પુરૂષોની સૃષ્ટિ ઈશ્વરની

ઇચ્છાથી થયેલી છે, તો પુરૂષોને નરકમાં નાખવાનો ઇશ્વરનો હેતુ છે શું ? વળી સ્ત્રી એ પુરૂષને માટે નરકનું દ્વાર છે તો પુરૂષ એ સ્ત્રીને માટે નરકનું દ્વાર કેમ નહિ? પુરૂષ વિના સ્ત્રીને નરકમાં લઇ જનાર બીજું કોણ?

૨ નારી વિશ્વાસનું પાત્ર નથી તો નરમાં એવા કયા ગુણો છે કે જેથી તે વિશ્વાસનું પાત્ર છે? સ્ત્રી પર વિશ્વાસ રાખી તેને ઘરની સઘળી સમૃદ્ધિ સોંપી દઇ પુરૂષ બહાર નિશ્ચિંતપણે ફરે છે, ખાનપાન વગેરે પદાર્થોમાં પણ પુરૂષને સ્ત્રીનો વિશ્વાસ રાખવો જ જોઇએ છીએ. ઘણી જગોએ સ્ત્રીને ઘરની મંત્રી અને મિત્રરૂપ કહેલ છે. મંત્રી અને મિત્ર ઉપર અવિશ્વાસ રાખવો એ ખરેખર મહાપાપ છે, અને તેથી પુરૂષો મિત્રદ્રોહીપણું[1] જણાવે છે. સ્ત્રીઓ જે ખરી નિષ્ઠાથી કામ કરે છે તેના પર પાણી ફેરવી કૃતઘ્નપણું દેખાડી દે છે અને તેમણે પુરૂષો પર પોતાના કલ્યાણકર્તા તરીકે રાખેલો વિશ્વાસ બરબાદ કરી તેમને હલકી પાડવા પ્રયત્ન કરી વિશ્વાસઘાતીપણું બતાવે છે. આનું ફળ શું છે તે ચોખ્ખું દેખાય છે. ખરી રીતે જોતાં અંતઃકરણની તુચ્છતા એ જ વિશ્વાસનું પાત્ર નથી. પછી તે ચાહે તો સ્ત્રી હો કે ચાહે તો પુરૂષ હો.

૩ સ્ત્રી મદિરા સમાન મોહ કરનાર છે તો સ્ત્રીઓને કેફ ચડાવનાર પુરૂષો શા માટે નહિ?

૪ કાંતા અને કનકનો ત્યાગ કરવાનું કારણ શું? જો કલ્યાણને માટે એ બન્નેનો ત્યાગ કરવાનું પુરૂષને માટે હોય તો સ્ત્રીએ પણ પોતાના કલ્યાણને માટે કાંત અને કનકનો ત્યાગ કરવો કે નહિ?

૫ પુરૂષોને સ્ત્રી એ બેડીરૂપ છે તો સ્ત્રીઓને પુરૂષો બેડીરૂપ કેમ નહિ ગણાય? ખરી રીતે તો પુરૂષો જ સ્ત્રીઓને માટે બેડીરૂપ છે; કારણ કે તેને લીધે સ્ત્રીઓ કોઇ પણ કામ સ્વતંત્રતાથી કરી શકતી નથી.

૬ સ્ત્રીને તજવાથી પુરૂષને સુખ થાય એમ હોય તો પુરૂષને તજવાથી

---

१ मित्रद्रोही कृतघ्नश्च तथा विश्वासघातकः ।
त्रयस्ते नरकं यांति यावच्चंद्रदिवाकरौ ॥

સ્ત્રીને સુખ થાય એમ કાં નહિ ? ઘણા પુરૂષો સ્ત્રી વગર દુઃખી દશા ભોગવે છે અને તેને માટે ફાંફાં મારે છે. સ્ત્રીનો ત્યાગ કરનારા સાધુ સંન્યાસીઓ પણ મનમાં તેનો જ જપ કર્યા કરે છે. તો પછી સ્ત્રીનો ત્યાગ સુખકર કેમ ગણી શકાય ?

૭ પુરૂષને માટે અમૃત સરખું ઝેર સ્ત્રી છે તો સ્ત્રીઓને માટે પણ અમૃત સરખું ઝેર પુરૂષો છે.

ઉપરનાં સાત વાક્યો જેટલે દરજ્જે સ્ત્રીને લાગુ પડે છે તેના કરતાં પુરૂષને ઘણે દરજ્જે લાગુ પડે છે. તમારા જેવા પંડિત પુરૂષ આવાં વાક્યો પર અંધશ્રદ્ધા રાખી સંસારસાગરની દીવાદાંડી સરખી સ્ત્રીઓની ઉત્તમ કીર્તિ પર નિંદારૂપ કાળો પડદો પાડે એના જેવું બીજું એક પણ પાપાચરણ નથી. મણિરત્નમાળા વેદાંતવિષય છે અને વેદાંત એ સંસારથી વિરક્ત પુરૂષોને માટે વિશેષે અગત્યનું છે; પણ તમારા સરખા સંસારી પુરૂષોને એવા ભયાનક[1] વાક્યો સર્વાંશે ઉપાદેય નથી. આ મોટી ભૂલ તમારી પોતાની મેળે તમારા ધ્યાનમાં આવતી નથી એ જ તમારૂં વેદીઆપણું સૂચવે છે. તમારી ભૂલને સુધારનાર પર તમે હુમલો કરવા ચૂકતા નથી; સંસ્કૃતભાષા તો પુરૂષોના જ કપાળમાં જડાયેલી હશે અને તે સ્ત્રીઓથી જીરવાતી જ નહિ હોય આ તમારૂં બાલભાષિત મને અત્યંત ખેદ ઉપજાવે છે. સિંહણનું દૂધ સિંહણના બાલકથી જીરવાય એમ તમે પણ માનો છો તો હું પણ સિંહણની પુત્રી છું. મારી માતાનું નામ મણિબા છે અને જ્યોતિઃશાસ્ત્રના નિયમ પ્રમાણે ( સિંહનો વર્ગ આવે એવું નામ નાખવું ) મકારાદિ અને ટકારાદિ નામો સિંહરાશીનાં ગણાય છે, તેથી મારી માતા સિંહણ ગણાય અને હું તેની પુત્રી હોવાથી સંસ્કૃત ભાષારૂપ સિંહણનું દૂધ મારાથી શા માટે જીરવી શકાય નહિ ? ખરૂં બોલનારને નિંદવું અને દુનિયાની આંખમાં ધૂળ નાખવામાં સંસ્કૃત ભાષાનો ઉપયોગ કરવો એ જ એમ જણાવે છે કે તમારાથી જ તે

---

૧ વાક્ય ત્રણ પ્રકારનાં છે. રૂચિ ઉપજાવનારાં રોચક કહેવાય છે, ખોટો ભય દેખાડનારાં ભયાનક અને સત્ય વસ્તુનું નિરૂપણ કરનારાં યથાર્થ.

જીરવી શકાતું નથી. માટે કાંઇક ગંભીર થાઓ અને મણિરત્નમાલાને બદલે મેં કહેલી રમણીરત્નમાલા કંઠસ્થ કરો; પણ તે તો તમને પ્રસ્તરમાલા જેવી જણાતી હશે.

**શુકદેવ**—આ કેવળ માલ વગરની નકામી કુથલી થાય છે. પોપાંબાઇનું ચકવે કરી દુનિયાને ઉંધી વાળવી એ અમને ગમતું નથી.

**સરસ્વતી**—હા, એ તમને કેમ જ ગમે ?

**શુકદેવ**—તમારી જીકરથી મારૂં મગજ કંટાળી ગયું છે અને તેથી હવે તો ભેંસ આગળ ભાગવત વાંચવા ચાહતો નથી.

**સરસ્વતી**—ઠીક, ત્યારે હું પણ પાડા પાસે પુરાણ મૂકવા ધારતી નથી. કોઇ યજમાન આપને ઉપરા ઉપર સપ્તાહ પારાયણનું નોતરૂં દેવા આવે તો તેને ઘેર જઇ સૂર્યોદયથી સૂર્યાસ્ત લગી ઘાંટો તાણવામાં મંડયા રહો અને ક્ષયરોગનો ભય છતાં પણ છેવટ સુધી તેને વળગ્યા રહો છતાં તમારૂં મગજ કંટાળે નહિ અને આ દેશોન્નતિના મૂળરૂપ સ્ત્રીની સ્વતંત્રતા વિષેના સંબંધના થોડાએક વિચારોમાં તમારૂં મગજ કંટાળે છે, આ કેવી તાજુબીની વાત ? તમારા જેવા વિદ્વાન ગૃહસ્થોએ તો દેશોન્નતિના દરેક કાર્યમાં તન મન અને ધનથી મચ્યા રહેવું જોઇએ, કે જેથી આ આર્યાવર્તની ગયેલી કીર્તિ પાછી આવે. આપ આ શાળાના મુખ્ય ઉપદેશક છો તો પરમેશ્વરનો ડર રાખી શિષ્યોને અને બીજા લોકોને પણ નિષ્પક્ષપાત સત્ય ઉપદેશ આપવામાં સાવધાન રહો.

( સરસ્વતી આટલું બોલી બંધ પડે છે. તેટલામાં ભાંગના નિશામાં ગરકાવ થયેલો એક મુંડ મુંડેલો ( મન મુંડેલો નહિ ) ગોપાલાનંદ નામનો સંન્યાસી સભામાં પ્રવેશ કરે છે, અને શુકદેવ તેને માન આપી બેસાડે છે. )

**ગોપાલાનંદ**—( પંડિતજી સામે જઇ ) પંડિતજી ! કયા ધામધૂમ હો રહી હે ? ( આસપાસ નજર કરતાં વચ્ચોવચ્ચ સરસ્વતીને બેઠેલી જોઇ જરા ચમકી ! પંડિતજી ? પુરૂપસમાજમેં યહ ઓરત કાયકું બીઠી હે?

**શુકદેવ**—મહારાજ ! યે તો સરસ્વતી નામકી પંડિતા હે. સ્ત્રીજાતિ-સ્વતંત્ર હે એસા ઇનકા આગ્રહ હે. કળિયુગકી બાત ન્યારી હે.

**ગોપાલાનંદ**—( કંઈ ધ્યાનગ્રસ્ત થઈ ) હાં સુની હે સહી કે કોઇ સરસ્વતી નામકી ઓરત જહાં તહાં અપની ઓરતજાતકા પક્ષ પકડતી હે ઓર પુરૂષજાતસે ઝગડા મચાતી ફીરતી હે. ( સરસ્વતી સામે જોઈ ) માઈ! યહ કયા બાલચેષ્ટિત લગા રહી હો. પુરૂષોકી સભામેં એસે ખુલ્લે મુંહસેં બેઠના ઓ તેરેકું યોગ્ય નહિ. કયા સ્ત્રીકી સ્વતંત્રતા ! તીનો કાલમેં વોતો પરતંત્રહી હે. બેટી ! ચલી જા. વિદ્વાનોસે વિવાદ કરના ઉચિત નહિ. જો સ્ત્રી સ્વતંત્ર હોવે તો દુનિયાકા નાશ હોજાવે.

**સરસ્વતી**—મહારાજ ! સ્ત્રીઓ ત્રણે કાલમાં પરતંત્ર છે એમ તમે સિદ્ધ કરી આપશો કે મોઢેથી કહ્યું એટલે થઈ રહ્યું ? દાખલા દલીલો વગર ઉતાવળા થઈ અમુક નિશ્ચય કરી દેવો એમાં તો વિદ્વાન પુરૂષે ખરેખર શરમાવા જેવું છે.

**ગોપાલાનંદ**—હટ, કેસી બાત કરતી હે. ઇસમેં સિદ્ધ કયા કરના હે ? હમારા બચન કયા અવિશ્વાસ્ય હે ?

**સરસ્વતી**—મહારાજ ! તમે કયાં રહો છો ? અને તમારૂં નામ શું ?

**ગોપાલાનંદ**—હમ બનારસકે સંન્યાસી હે ઓર હમારા નામ ગોપાલાનંદ હે.

**સરસ્વતી**—હા, બનારસમાં સાંઢ અને સંન્યાસીનું જોર છે. નામ પણ ગુણને જાહેર કરે છે. ભલા પૂર્વાશ્રમમાં તમારી જ્ઞાતિ શી હતી અને સંન્યાસ શા માટે લેવો પડ્યો ?

**ગોપાલાનંદ**—પૂર્વાશ્રમમે હમ ચોબે થે. ભાંગ પીનેકા અભ્યાસ થા. ઉસમે એક દિન રંડીને ભાંગ નહિ નિકાલી ઉસસેં હમકાં બૈરાગ્ય આ ગયા. ઓર વો અધમ ઓરતકું છોડકેં કાશીમેં આકર સંન્યાસ લેલિયા.

**સરસ્વતી**—ત્યારે કાંઈ તમારો આ વખતે વાંક નથી. મૂળ જ સડ્યું છે. માદક પદાર્થના સેવનની રીતિ પ્રબળ થયાથી લોકોના ચિત્તમાંથી ધર્માંકુર

સમૂળ ઉખડી જાય છે, અને પછી તેઓ કેવળ પોતાના વેષની પ્રતિષ્ઠાથીજ લોકોને દબાવી અવળે રસ્તે ચડાવવામાં આવે છે.[1]

**ગોપાલાનંદ**—અડી મૂરખ! ભંગામાઈકી નિંદા કરતી હે? સુન. ભંગાભાષ્યમે લિખા હે.

### શિખરિણી.

અધેલેકી બૂટી મરિચ દમરીકા લઈ લઈ,
મસાલા પૈસેકા સબરગરિ ગોલી રચિ લઈ;
સવાપી લદૃેકી જુગતિ કરિ છાની સહજમેં,
પિવેગા જો કોઈ હર હર રટેગા લહરમેં.

### દુહો.

ભંગ ગંગ દો બૈનોં હે, રહતી શિવકે સંગ;
લડવા ખાની ભંગ હે, તરન તારની ગંગ.

**સરસ્વતી**—( ધોકાપંથી ભંગડભાઈ સામે વિવાદ કરવો ઉચિત નથી એમ ધારી ) મહારાજ ! આપ તો મોટા છો. હું આપની સાથે વિવાદ કરવા યોગ્ય નથી. ( શુકદેવ સામે જોઈ ) પંડિતજી ! તમને ખરેખર કહું છું કે **दूरस्थाःपर्वता रम्याः**—" ડુંગરા દૂરથી રળીયામણા અને પાસે જઈએ તો બીહામણા. " આ પ્રમાણે તમારે માટે થયું છે. ગામમાંથી આપની વિદ્વત્તાની પ્રશંસા મેં ઘણી સાંભળી હતી અને તેથી આપની પાસે આ વાતનો નિર્ણય થશે એમ ધારી હું અહીં આવતી હતી, પણ તેમ કાંઇ થયું નથી. આશા તો અમૃતરસ પીવાની હતી પણ નસીબે નિંબરસ મળ્યો.

**શુકદેવ**—સર્વ સભાસદોનો સંતોષ અને તમારો અસંતોષ એ જ તમારા આગ્રહની અસત્યતા જણાવે છે. હજુ પણ તમારે વિચાર હોય તો આ મ-

---

१ दंडमंडितकरा घृतकुंडाः पाटलाभवसनाः पटुवाचः ।
ज्ञानगंधरहिता गृहसक्ता वंचयंति किल केचन वेषैः ॥
अभिनवकालिदास।

હારાજ ત્રાહિત બેઠા છે અને હું તમને શાસ્ત્રનાં પ્રમાણ આપું. પણ તમે ચોખ્ખાં કિરસ્તાની થઈ બેસો એ ધર્મશાસ્ત્રોની બાબતમાં કામ આવે નહિ. એમ તો એક કરતાં વધારેવાર તમારા મનનું ખરૂં સમાધાન કર્યું છે.

**સરસ્વતી**—પોતાને અને પોતાના મતને ભ્રમશૂન્ય સમજી તેના વિરૂદ્ધના સઘળા અભિપ્રાય ઉપર અવિશ્વાસ કરવો એ વિદ્વાનને યોગ્ય નથી. " ઘરના ભુવા અને ઘરના જાગરીઆ " એ કહેવત પ્રમાણે ત્રાહિત પણ ઠીક શોધ્યો. જો તમારે પ્રમાણપુરઃસર યોગ્ય ચર્ચા કરવી હોય તો ચાર વિદુષીઓ અને ચાર વિદ્વાનોને મધ્યસ્થ રાખી પછી તમારૂં પાંડિત્ય બતાવજો.

**શુકદેવ**—ઠીક ત્યારે આ શહેર બહાર ધર્મમૂર્તિ નામના વાનપ્રસ્થ રહે છે તેને જ હું મારા તરફથી પંચ તરીકે ઠરાવું છું, વિશેષની મારે કાંઈ જરૂર નથી. હવે બાકી તમારે જેને પંચ ઠરાવવા હોય તે બોલો. તમે ચાર વિદુષીઓ માટે કહો છો પણ મારા ધ્યાનમાં તો એક પણ વિદુષી આવતી નથી.

**સરસ્વતી**—તમે જે પંચ શોધ્યા તે મારે મંજુર છે. મારે પણ કાંઈ વિશેષ મધ્યસ્થોની જરૂર નથી. હું પણ મારા તરફથી તેમનાં ધર્મપત્ની સુવ્રતાને પંચ તરીકે ઠરાવું છું.

**શુકદેવ**—ઠીક છે. ત્યારે હવે કાલે બપોરના બે કલાકે આવજો, અને હું મધ્યસ્થોને સવારના ચેતવણી આપી રાખીશ.

**સરસ્વતી**—બહુ સારૂં.

એમ કહી ઉઠે છે અને સભા પણ બરખાસ્ત થાય છે. જોવા માટે આવેલ પુરૂષો અને સ્ત્રીઓ " કાલે હવે શું થશે ? " એમ ઉત્કંઠાપૂર્વક વિચાર કરતાં કરતાં પોતપોતાના સ્થાન પર ગયાં. આખા ગામમાં વાત વાયુની પેઠે પ્રસરી ગઈ અને ઘણાંખરાં લોકો બીજા દિવસની સભાના સમયને માટે ટાંપી રહ્યાં. શુકદેવ પંડિત પણ પોતાને ઘેર પહોંચ્યા અને રાત પડતાં પોતાનાં ઘરની મેડી પરની એક એકાંત કોટડીમાં ગાલ પર હાથ લગાવી વિમાસતા કેટલીએકવાર સુધી બેઠા. સુવાની વેળા થઈ પણ પેલી ચિંતાદેવીને જોઈ નિદ્રાદેવી દૂર જતાં રહ્યાં. પંડિતજીએ વેગમાં આવી મોટાં મોટાં શાસ્ત્રનાં પોથાં

ઉખેળી મધ્યરાત્રી સુધી તેનાં પાનાં ઉથલાવ્યાં કર્યાં અને છેવટમાં નિદ્રા આવવાને માટે ક્લોરલ હાઈડ્રેટની માત્રા લઈ નિદ્રાવશ થયા. પહોર દહાડો ચડ્યો ત્યારે આંખ ઉઘડતાં વિચાર કર્યો કે આજે મોડું થયું છે તેથી સ્નાન સંધ્યાનું કામ પાછળ રાખશું. આમ વિચાર કરી મ્હો ધોઈ કપાળ પર વિભૂતિનું ત્રિપુંડ્ર તાણી મોટા આડંબરથી ઉપદેશશાળામાં આવ્યા, અને ત્યાં આવી તેમણે પંચને ચેતવણી આપી તથા બીજી પણ સભા સંબંધી કેટલીક ગોઠવણ કરી રાખી.

---

# દિવસ ૩ જો.

## સ્ત્રીઓને સ્વતંત્રતા ન આપવાનાં તકલાદી કારણો.

સભાનો વખત થવાને હજુ અરધા કલાકની વાર હતી તેટલામાં પંડિતજી આવીને બેઠા અને બીજા લોકો પણ હળવે હળવે ભરાવા લાગ્યા. બેમાં પાંચ કમ હતી તેટલામાં સભાનું આખું મકાન ચીકાર ભરાઈ ગયું. સરસ્વતી પણ બરોબર બેના ટકોરા થતાં આવી અને પંચ તરીકે નિમાયેલ ધર્મમૂર્તિ તથા તેમનાં પત્ની સુવ્રતા પણ ત્યાં આવ્યાં. એક તરફ સઘળો અમલદાર વર્ગ, એક તરફ સઘળો પ્રતિષ્ઠિત ગૃહસ્થવર્ગ અને સામે સઘળો સાધારણવર્ગ ગોઠવાઈ ગયો. પંડિતજીએ પોતાના સ્થાન પરથી ઉભા થઈ નીચે પ્રમાણે ભાષણ કર્યું.

**શુકદેવ**—સભાસદો ! આજની સભામાં કયા વિષય ઉપર ચર્ચા ચાલવાની છે એ જો કે કાલે અહીં આવવાથી અથવા અહીં આવેલાઓએ વાત કરવાથી ઘણા ખરાઓના ધ્યાનમાં હશે જ તોપણ મારે તે જણાવવું જોઈએ કે આ સરસ્વતી નામનાં પંડિતા "પુરૂષોની પેઠે સ્ત્રીઓ પણ સ્વતંત્ર જ છે" એમ મનાવવાનું મથન કરે છે. બે દિવસ થયાં એ વિષયમાં તેમને ઘણાં શાસ્ત્રપ્રમાણો આપવામાં આવ્યાં પરંતુ તેઓ પોતાનો આગ્રહ છોડતાં નથી જેથી આજે આ પંચ નીમી તેમની સમક્ષ સભાનું કામ ચલાવવું યોગ્ય ધાર્યું છે.

વિદ્વજ્જનો ! આપણાં શાસ્ત્રોમાં તપાસ કરીશું તો તેથી, આજસુધીમાં સ્ત્રીઓની એકંદર વર્તણુક કેવી રીતની જાહેરમાં આવી છે તેથી તથા સ્ત્રીઓનાં શરીરનું બંધારણ કેવું છે તેનો વિચાર કરવાથી એમ જ સિદ્ધ થશે કે સ્ત્રીઓ બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં પણ સ્વતંત્રતાને કોઈ પણ પ્રકારે યોગ્ય નથી. પૂર્વ કાળની સ્ત્રીઓ કે જે સર્વ સદ્ગુણોથી સંપન્ન હતી તેઓને પણ કદી સ્વતંત્રતા મળી ન હતી. છતાં આજની સ્ત્રીઓ કે જેમનામાં તેવા સદ્ગુણોના કંઈ પણ અંશ જણાતા નથી તેઓ સ્વતંત્ર બનવા પોકાર કરે અને તેમને આપણે સ્વતંત્ર બનાવવી, આ કેવો કળિપ્રભાવ ? હાલની સ્ત્રીઓ પતિની સેવા કરવામાં તો બિલકુલ સમજતી જ નથી. પતિના હાથપગ ચોળવાને બદલે "ચુલામાં પડો" એવા શબ્દો સાંભળવામાં આવે છે. જે પદાર્થ પતિને ગમતો ન હોય તેનો સ્ત્રીએ ત્યાગ કરવો પણ હાલ તો તેથી ઉલટું પતિ જે વસ્તુનો ત્યાગ કરે છે તે વસ્તુ સ્ત્રી તરત જ ગ્રહણ કરે છે. પતિ પાણી માગે તો બાઈસાહેબ બોલે કે "મને પણ પાણીની તરસ લાગી છે તો આ પાણીના માટલામાંથી પાણી પીઓ અને મને પણ એક પ્યાલો ભરી દીઓ. આ છોકરો મને ઉઠવા દેતો નથી, શું કરું ?"

પતિએ નહાવાનું નામ લીધું કે પાટલો માંડી ત્રાંબાકુંડીમાં ઉનું પાણી નાખી તેમાં સમણુ ભેળી નવરાવવા માટે સ્ત્રીએ તૈયાર ઉભું રહેવું જોઈએ. પણ હાલ તો પતિ નહાવા સારૂ પાણી માગે એટલે સ્ત્રી બોલે કે "કોણ છે રે ? રામા ! શેઠને નહાવા સારૂ પાણી દે અને શરીર લુંછવા ટુવાલ પણ આપજે. મારૂં નામ સંભારે તો કહેવું કે તે તો આ તૈયાર કરે છે." શેઠ નાહી ધોઈ જમવા બેસે ત્યારે સ્ત્રી દૂર બેઠી બેઠી ભાણા પરથી માંખો ઉરાડે છે. અને શેઠ જમી રહ્યા પછી પાન બીડું માગે છે ત્યારે સ્ત્રી કહે છે કે "પેલાં આરીઆમાં પાન પડ્યાં છે." સોપારી માગે તો કહે છે કે "તે પેટીમાં ભુકો કરેલો પડ્યો છે તે લઈ એક બીડું વાળી ખાઓ અને ભેળાભેળું મારે સારૂ એક કરી મૂકો." આ હાલનું પતિવ્રતાપણું ! આ સઘળું બરોબર વર્ણવવા બેસીએ તો એક મોટું પુસ્તક ભરાય. આવી સ્ત્રીઓ સ્વતંત્રતા મેળવશે પછી શું ખામી રહેશે ? બે ધણીવાળું ઘર કયારે પણ ચાલ્યું છે ?

પાંડવોના કાકા ધૃતરાષ્ટ્ર આંધળા હતા તેથી તેની સ્ત્રી ગાંધારીએ લગ્ન થયા પહેલાં જ પોતાની આંખ પર પાટા બાંધ્યા હતા. આટલો મોટો મનોનિગ્રહ કરવાનું સામર્થ્ય આજ કઈ સ્ત્રીમાં છે? આજ તો ચોરી, છીનાળી, ખુન, દગાબાજી, જૂઠું બોલવું વગેરે દુર્ગુણોના સામર્થ્યવાળી જ ઘણીખરી સ્ત્રીઓ જોવામાં આવે છે. સ્ત્રીહઠ, રાજહઠ અને બાળહઠ એ ત્રણ હઠ મુખ્ય ગણાય છે. તેમાં પણ સ્ત્રીહઠને મુખ્ય ગણ્યો છે. કૈકેયીએ પોતાના પતિ દશરથનાં પ્રાણ જતાં સુધી પણ પોતાનો હઠ છોડયો નહિ. આવી હઠીલી સ્ત્રીઓ પુણ્યરૂપ વૃક્ષને કાપી નાખનારી કુહાડી[1] સરખી જ છે. હાલમાં સદ્‌ગુણી સ્ત્રી તો ભાગ્યે જ નજરે પડે છે. જ્યાં નજર કરીએ ત્યાં સઘળે સ્થળે સ્ત્રીઓ દયા વગરની, ક્રૂર, વિચાર વગરની, સાહસ કરનારી અને થોડા કારણમાં પણ વિશ્વાસુ પતિ અથવા તો ભાઈને પણ મારી નાખનારી હોય છે. તેઓના મુખ પર સૌમ્ય દેખાય છે પરંતુ તેમનું અંતઃકરણ અતિશય ક્રૂર છે. ઝેરના બનાવેલા પદાર્થો અને ચણોઠીઓ જેમ ઉપર ઉપરથી મનોહર હોય છે અને અંદર ઝેરથી ભરેલ હોય છે તેમ સ્ત્રીઓ પણ બહાર દેખાવામાં મનોહર હોય છે અને અંદર અનેક જાતના ઝેરી વિચારોથી ભરપૂર હોય છે. તેનાં વાક્યો પ્રમાણે ચાલનારો પુરૂપ હલકો પડવાની સાથે દુઃખ પામી પસ્તાવામાં પડ્યા વગર રહેતો નથી. શંબરાસુર, નમુચિ, બલિ અને કુંભિ નસિ સરખા મોટા માયાવીઓની માયા પણ સ્ત્રીઓની માયા પાસે રદ ગણાય છે. દુષ્ટ ચરિત્રવાળી અને હમેશ ક્લેશ પર પ્રીતિ ધરાવનારી સ્ત્રીઓ પુરૂપના મૃત્યુરૂપ જ ગણાય છે. પોતાના કલ્યાણને ઇચ્છનાર પુરૂષે સ્ત્રીઓનું નામ પણ ન લેવું જોઈએ. ક્લેશ, સંકટ, મૃત્યુ અને નરક એ સર્વનું મૂળ ઘાતકી હૃદયની સ્ત્રીઓ જ છે."

સભાસદો ! મોટી પદવીએ ચડવું અને સ્વતંત્ર થવું એ દરેક માણસને

---

ઓવી.

[1] સ્ત્રી કેવળ કુહાડી, સબળ વૃક્ષ તોડી;
પ્રાણી નાડી લે લક્ષ કોડી, મૂર્તિમંત ભવવ્યાધિ કામિની જાણવા.

ગમે છે. પરંતુ તે પદવીને લાયક ગુણો અને સ્વતંત્ર થવાની યોગ્યતા પોતા-નામાં છે કે નહિ એની તપાસ ઘણાં જ થોડાં માણસો કરે છે. વળી વકીલાત કરવી એ કંઈ ખોટું નથી પણ જેને માટે તે વકીલાત કરવામાં આવે છે તે માણસનો કેસ જો અયોગ્ય હોય તો તેને માટે વકીલાત કરવી એ ઘણું જ ખોટું છે. મારા બોલવા પર પંડિતા સરસ્વતીને ઘણોજ રોપ આવતો હશે તોપણ મારે તો વિશ્વના હિતમાટે ઘણી છૂટથી કહેવું જોઈએ કે તેમના કહેવા પ્રમાણે હાલની સ્ત્રીઓને જો સ્વતંત્રતા આપવામાં આવશે તો તેઓ તેનો ઘણો જ ખરાબ ઉપયોગ કરશે, અને પુરૂષો કે જેઓ ઘણી ઘણી મહેનત કરી અગવડ વેઠીને પણ ગૃહરાજ્યનું પાલનપોષણ કરી તેને સારા બંધારણથી ચલાવ્યા જાય છે તેના કામમાં સમજ્યા વિના વારે વારે કચ કચ કરી તે ઉત્તમ બંધારણને ચુંથી નાખશે. સ્ત્રી તે આખર સ્ત્રી જ છે. "અજવાળી તોપણ રાત" એ નક્કી સમજી રાખવું. માથે પડનારા ભારને ચાર દિવસ ઉઠાવતાં તેઓ પસ્તાયા વગર રહેશે નહિ. સ્વતંત્ર થવા માટે તેઓનાં મન આજે ઉછળી રહ્યાં છે એટલે આ વાત તેમને રૂચે એવું લાગતું નથી પણ તે સ્વતંત્રતા જાળવવા માટે જે મુસીબતો ખમવી પડે તે મુસીબતોનું દર્શન થતાં જ સ્ત્રીઓનાં કોમળ મનો પાછાં હઠવા લાગશે. પણ તે મુસીબતોની સામે એક ક્ષણ માત્ર પણ ટકી શકતાં નથી. તેથી મુસીબતો તેમના પર વિજય મેળવી ગૃહરાજ્યની સુસ્થિતિનો નાશ કરવા ચૂકશે નહિ.

આ બાબતમાં જેટલું બોલવા ધારીએ એટલું બોલી શકાય તેમ છે. સ્ત્રીએ હમેશાં પરતંત્ર જ રહેવું જોઈએ એ વાત અનેક પ્રમાણથી સિદ્ધ કરી શકાય તેમ છે. સ્ત્રીઓની સ્વતંત્રતા લાભકારક નિવડવાને બદલે નુકસાન કરનારી જ નિવડશે એવું અનુમાન કરાવનારા જોઈએ તેટલા દાખલાઓ મળી શકે તેમ છે. સર્વ માણસ સહેલથી સમજી શકે છે કે જે સ્વતંત્રતા પુરૂષોને માટે જ છે તે સ્વતંત્રતા સ્ત્રીઓને જાય એ તો ઘણું જ અવળું દેખાય. લોકો સ્ત્રીને સ્વતંત્ર કરવાની બાબતમાં કેવા વિચાર ધરાવે છે તેનો નમુનો હું તમને બતાવું છું. ( એમ કહી સને ૧૮૯૩ જુલાઈ ૯ મીના "ગુજરાતી" ન્યુસ-પેપરમાંથી નીચેનો ફકરો વાંચી જાય છે. )

"અમારૂં એક કલબ છે ત્યાં સમયે સમયે સંભાષણો થાય છે. એક દિવસ મી. છોટુલાલાએ ભાષણ આપ્યું કે ભાઈઓ! સ્ત્રીઓને સ્વતંત્રતા કદી પણ આપવી નહિ. તેઓ તો પુરૂષના તાબામાં રહેવા જ સરજાયેલી છે. તેઓને છકી જવા દેવી, તેઓનો હુકમ માનવો, તેઓના કહ્યાગરા રહેવું અને તેઓને માન આપવું? છીઃ છીઃ છટ્ છટ્ ઘણો અનર્થ, ઘણી ખરાબીનું મૂળ. બસ તેમની સાથે તો માર લાત ને કર વાત. એ કોણ આદમની ડાબી પાંસળીમાંથી જન્મેલી, એના કહ્યાગરા થવાથી બાપડા આદમને પાપના ભોક્તા થવું પડ્યું છે. માટે કદી પણ સ્ત્રીના તાબામાં રહેવું નહિ. આ સાંભળી સૌએ તાળીઓ પાડી મી. છોટુલાલને જાણે પુષ્પોથી વધાવી લીધા, અને છોટુલાલની વાહ વાહ થવાની સાથે રાતના સાડાબાર ને ત્રણ મિનિટે મીટીંગ ખલાસ થઈ."

એક પ્રતિષ્ઠિત પંડિત ઘણી દીર્ઘદૃષ્ટિથી લખી ગયો છે કે **स्त्रीनायके न वस्तव्यं**—"જ્યાં સ્ત્રીઓનું ઉપરીપણું હોય ત્યાં વસવું નહિ." આ પણ શું બતાવે છે? એટલું જ કે સ્ત્રીઓને સ્વતંત્રતા ભોગવતાં જરા પણ આવડતી નથી. વળી ઘણી નીચ જાતિની ઓરતોને સ્વતંત્રતા મળેલી જ હોય છે તેઓની એ સ્વતંત્રતાનું શું પરિણામ આવે છે તે કાંઈ બતાવવું પડે તેમ નથી.

ટૂંકામાં હું એટલું જ કહું છું કે વેદ, સ્મૃતિ, સદાચાર અને પોતાને પ્રિય જણાવું આ ચાર[1] બાબતો ધર્મના લક્ષણરૂપે કહેલી છે, તેમાંથી એક પણ બાબતને સ્ત્રીઓની સ્વતંત્રતા અનુકૂળ નથી. માટે તેમ થવું એ ખરેખર મોટા અધર્મરૂપ છે, અને જ્યાં એવો મોટો અધર્મ થાય ત્યાંની પ્રજાનું અને રાજાનું પણ અનિષ્ટ થાય છે. તો રાજા અને પ્રજા એ બન્નેનું હિત તપાસતાં, લોકસ્થિતિ નિહાળતાં અને શાસ્ત્રને અનુસરતાં અમને તો એમ જ જણાય છે કે સ્ત્રીઓ કોઈ પણ રીતે સ્વતંતાને યોગ્ય નથી.

મને આશા છે કે મારા બોલવાથી સભાસદોએ અને સભાધ્યક્ષસ્થળે

**१ वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।**
**एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ मनुः अ. २.**

બિરાજેલ પંચે યોગ્ય શું છે તે પર પોતાનું ધ્યાન પહોંચાડયું હશે, અને પંડિતા સરસ્વતીના મનનું પણ સમાધાન થયું હશે. જેથી હવે હું મારૂં ભાષણ સમાપ્ત કરૂં છું.

( તાળીઓના ગડગડાટ અને સાબાશીના પોકારો વચ્ચે પંડિતજી પોતાના સ્થાન પર બેસે છે એટલે સરસ્વતી ઉભા થાય છે અને સભામાં શાંતિ પથરાતાં પોતાનું ભાષણ શરૂ કરે છે. )

## સ્ત્રીઓની પરતંત્રતાથી થતી હાનિ.

**સરસ્વતી**—વિવેકી સભાસદો ! જે વિષય પર પોતાનો અણગમો હોય તે વિષયને પણ જ્યારે તેમાંથી ખરા ખોટાની પરીક્ષા કરવી હોય ત્યારે ધ્યાન દઈને સાંભળવો જોઈએ.

સ્ત્રીઓને પરતંત્ર જ રાખવી એવી કાંઇ ઇશ્વરની ઇચ્છા નથી, આ વાત હું ખાત્રીપૂર્વક કહું છું. તોપણ જો તમે સ્ત્રીજાતિની પરાધીનતાને કુદરતી કાયદો ગણતા હો તો તેમના પરથી બુલડાઈ અને દાબ ઉઠાવી લો અને પછી જુવો કે તે તમારી તાબેદારી ઉઠાવે છે કે સ્વતંત્ર બને છે ? સ્વાભાવિક વલણને કોઈ જાતના દાબની જરૂર નથી, તેથી જો ઇશ્વરે તેને પુરૂષોની તાબેદારી ઉઠાવવા માટે જ સરજેલી હશે તો તેઓ કોઇ પણ જાતના દાબવગર જ તેઓની તાબેદારી ઉઠાવવા લાગશે. પરંતુ તમે નક્કી સમજી રાખજો કે તેઓ તમારા જુલમ તળે જ દબાઈ રહેલી છે તેથી કંઈ પણ બોલી શકતી નથી. જેમ અતિભારથી દબાયેલ માણુસ " મને ઘણો ભાર લાગ્યો છે " એવા શબ્દો કહેવાને પણ સામર્થ્યવાન રહેતું નથી તેમ પરાધીનપણાના ભારમાં દબાઈ રહેલી દીન અબળા દુઃખ પામતી છતાં પણ તે મોહોડેથી જાહેર કરી શકતી નથી. કોઈ સ્ત્રી મોટાઈ કે શૂરતા ધરાવે છે તો તે ઘરની અંદર જ. પણ કોઈ જમામરદીનું બીડું ઉંચકી શકતી નથી. વખતના પ્રબળને લીધે અત્યારે તેઓની સ્થિતિ કેવળ ઇસપનીતિની વાર્તામાં આવતી ઉંદરડીઓ[1]ના સરખી

૧ જ્યાં ઘણી ઉંદરડીઓનાં ઘર હતાં ત્યાં એક બિલાડો આવી નિત્ય તેઓનો શિકાર કરતો હતો. આવી રીતે પોતાની જાતનો હમેશાં ક્ષય થતો

થઈ પડી છે. પરતંત્રતાના પાશમાંથી છૂટવાની ઇચ્છા તેના દિલમાં ઘણી જ હોયછે. પણ કરે શું ? પોતાને કોઈ મારે અને પોતાનો કાબુ વધે એટલા માટે તેઓ કૂટડી દેખાવાનો યત્ન કરે છે એ પણ તેઓ પરતંત્રતાને દુઃખ રૂપ માને છે કે નહિ એનો વિચાર કરવાનું એક સાધન છે. ત્યારે હવે કહો કે તેમના પર આ કુદરતી પરતંત્રતા છે કે સ્વતંત્ર પરતંત્રતા છે.

## સ્ત્રી જાતિની આવશ્યકતા, ઉત્તમતા અને મહત્તા.

પંડિતજીના બોલવામાં આવી ગયું કે "સ્ત્રીઓની એકંદર વર્તણુક કેવી રીતની જાહેરમાં આવી છે તેથી તથા સ્ત્રીઓનાં શરીરનું બંધારણ કેવું છે તેનો વિચાર કરવાથી એમ જ સિદ્ધ થશે કે સ્ત્રી કયારેય પણ સ્વતંત્રતાને યોગ્ય નથી." કેવો સ્વાર્થમય ઉદ્દગાર ! હું એમ કહું છું કે સ્ત્રીઓની એકંદર વર્તણુક જે જાહેરમાં આવી છે તે પરથી જ તેને સ્વતંત્રતા મળવી જોઇએ. પૂર્વકાળની સ્ત્રીઓથી માંડી આજની સ્ત્રીઓ સુધી તપાસતાં આવીશું તો નીતિ સંબંધે તેમનું વલણ પુરૂષો કરતાં કેટલું બધું વધારે છે એ પ્રત્યક્ષ જણાઈ રહે છે. નીતિનો બગાડ કરનારા અને ભયંકર વર્તણુકવાળા સંખ્યાબંધ પુરૂષોએ જાહેરમાં આવી પોતાનું પોત પ્રકાશી દીધું છે. છતાં સ્ત્રી જાતિ પર આવો ખોટો આરોપ મૂકવો એ શું તમને ઓછું વિપરીત ભાસેલું છે ? આ તમારૂં મન કેવું વિફરેલ થઇ ગયું છે કે જેથી તમે જે તમારૂં અરધું અંગ છે, જે તમારી ગૃહસ્વામિની છે, જે તમારા સુખ દુઃખની ભાગીએણ છે, જે વીજળીની પેઠે ચંચળતાથી તમારી આજ્ઞા ઉઠાવનારી છે, જે તમારી આપદા ઓછી કરનાર છે, જે તમારા મંદવાડમાં મધુર શબ્દોથી ઔષધની

---

જોઈ એક દિવસ સઘળી ઉંદરડીઓએ સભા ભરી વિચાર કર્યો કે આપણી જાતનો દિનપરદિન ક્ષય થતો જાય છે માટે બિલાડો આવે તેની આપણને અગમચેતી મળે એવો કાંઈ ઉપાય થવો જોઈએ. આવો વિચાર ચાલતાં તે સભાની આગેવાન ડાહી ઉંદરડીઓએ ઉપાય શોધ્યો કે બિલાડાને ઘંટ બાંધવો, જેથી તેનો અત્રે પ્રવેશ થતાં જ ઘંટનો ખણખણાટ થાય. પણ આ ઉપાય કરે કોણ ?

ગરજ સારનાર છે, જે તમારા ઉપર પ્રાણ કરતાં પણ અધિક પ્રીતિ રાખનારી છે, જે તમારી આબરૂને ધક્કો ન લાગે એવી સંભાળ રાખનારી છે, જે તમારા ગૃહરાજ્યનો પ્રધાન છે અને જે આ સઘળા સંસાર વ્યવહારનું મૂળ છે તે નારીને તમે હમેશાં ખોટા આરોપો મૂકી નિંદો છો, ગુલામડી તરીકે ગણી વાતવાતમાં હડ છડ કરો છો. વાતવાતમાં ટોકી લઇ રાંડ, શંખણી, કર્કશા, ચંડી અને કુભાર્યા એવાં એવાં વિશેષણો આપવામાં જરા પણ પાછા હઠતા નથી. અરે ! આ તે તમને કોણે શિખવ્યું છે ? આ શું તમારા સદ્‌ગુરૂનો ઉપદેશ છે ? આ શું તમને ઇશ્વિરાજ્ઞા થયેલી છે ? આ શું તમારા ધર્મશાસ્ત્રનું ફરમાન છે ? આ શું તમારા જન્માંતરનો સંસ્કાર છે ? આ શું તમારો પરંપરાનો સદ્ધર્મ છે ? કે આ તે તમારા મગજની ગેરસમજનો ફાંટો છે ?

જુઓ, આ જગતમાં ઇશ્વિર વિષ્ણુએ તો લક્ષ્મીજીને હૃદયસ્થાનમાં રાખેલ છે, અને શંકરે પણ પાર્વતીને પોતાના અરધા અંગમાં પધરાવેલ છે તો ઇશ્વિરાજ્ઞા તો એવી કેમ જ હોય કે સ્ત્રીઓને અધમ ગણવી અને તેઓને જુલમી દાબ તળે દાબી મારવી. ધર્મશાસ્ત્રમાં પણ જો સ્ત્રીઓ પર જુલમ ગુજારવાનું લખ્યું હોય તો તે ધર્મશાસ્ત્ર જ શાનાં ? પણ તેમાં તો સ્ત્રીઓનું માહાત્મ્ય[1] ઘણી છૂટથી ગાયું છે. ત્યારે આવી કઠોર અને નુકસાનકારક રીતભાત તમે ક્યાંથી શિખ્યા ? આ કાંઇ મારાથી સમજાતું નથી. તમારા આવા સઘળા જુલમનું વર્ણન કરવા બેસિયે તો એક મોટું પુસ્તક તૈયાર થાય.

સ્ત્રીવર્ગની આવી શોચનીય દશા નજરે જોઇ શકાતી નથી, તો હવે કરવું શું ? ક્યાં જવું ? કોને કહેવું ? કોની પાસે જઈ રડવું ? કોનું શરણ લેવું ? કોની પાસે જઇ દાદ માગવી ? કોની પાસે આ ફરિયાદ પહોંચાડવી ? કોનાં મ્હો ભોલાવવાં ! કયા ઉપાયો કામે લગાડવા ? કયા પ્રયત્નોથી કાર્ય

---

१ यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यंते सर्वास्तत्राफलाः क्रियाः ॥
पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ मनु ।

સિદ્ધ થાય ? શું ઉતાવળ કરવી ? શું ધીરજ ધરવી ? શું ગમ ખાઈ બેસી રહેવું ? શું ચાલતી દશામાં જ સંતોષ માનવો ? શું જંગલી સ્થિતિને જ સ્વીકારવી ? શું ગુલામી દશામાં જ બેસી રહેવું ? શું જીવતાં લગી તુચ્છકાર જ ખાધા કરવા ? શું માંચીની માંકડીની પેઠે એક પર ખુણામાં પડી રહીને જ દહાડા કહાડવા ? શું કૂપમંડૂક ન્યાયથી ગૃહકૂપમાં જ ગોંધાઈ રહેવું ? શું મનુષ્યજન્મ જડ જેવી દશા ભોગવવાથી જ સાર્થક થાય છે અથવા શું ધર્મશાસ્ત્રનો ઉપદેશ જ સ્ત્રીઓને અધમ દશામાં રાખવાનો છે ? નહિ, તેમ નથી જ, પુરૂષો એમ જ સમજી બેઠા છે કે સ્ત્રીધર્મ એટલે સ્ત્રીએ કેવળ પતિની ગુલામડી થઇને જ નીચે મ્હોએ બેસી રહેવું. તે લાત મારે, ગાળો દે, દુર્વ્યસનોમાં ડૂબે, ચોરીના ધંધા કરે, ફીતુર મચાવે, ચાડી ખાનાર થાય, વિશ્વાસઘાત કરનાર બને અને બીજાં પણ એવાં દુષ્ટ કૃત્યોમાં મશગુલ રહે તોપણ તે જ્યારે ઘેર આવે ત્યારે સ્ત્રીએ પોતાને ઘેર કૃષ્ણમહારાજ પધાર્યા છે એમ જ જાણવું જોઈએ. આંખોમાંથી ચોધાર આંસુઓ પડવા જેવું હોય તોપણ હસતા મુખથી દેવ પ્રમાણે તેની પૂજા કરી સેવામાં હાજર રહેવું જોઈએ. પતિ લાત મારે તોપણ હસીને કહેવું જોઈએ કે સ્વામિનાથ ! તમારો પગ દુઃખતો હશે, લ્યો હું ચાંપું ! આમ કહી તેના પગ ચાંપવા બેસવું જોઇએ અને માંખણ લઈ ( પોતાના ઘરમાં ન હોય તો પાડોશીને ત્યાંથી માગી લાવીને પણ ) તેનાં તળીયાં ઘસવાં જોઇએ ! જે પદાર્થ પતિને ન ગમતો હોય તેનો સ્ત્રીએ પણ ત્યાગ કરવો જોઇએ. ગૃહસ્થો ! વિચારી જુઓ કે આ કેવડી બધી સખતાઈ ? આ કેવડો મોટો દાબ ? પુરૂષોના આવા અયોગ્ય દાબને લીધે સ્ત્રીઓનું આજ કાલ આપણા દેશમાં ચુલા પાણીયારા વચ્ચે જ ઉપજે છે, અને પુરૂષોના પ્રતાપથી તેમનું જ્ઞાન પણ ચુલા પાણીઆરા વચ્ચે જ ઘુમ્યા કરે છે તેથી કોઇ સ્ત્રી પંડિતજીના કહેવા પ્રમાણે "ચુલામાં પડો" એવા શબ્દો કદાચ બોલી જતી હશે તો તે પણ તેમની પોતાની ભૂલનું જ પરિણામ છે. સ્ત્રીઓને જે સ્વતંત્રતા આપવી જરૂરની છે તે ન આપવાને લીધે તેઓ પછી આવા અધમ પ્રકારની સ્વતંત્રતા ઝડપવા લાગે છે તે પણ પુરૂષોની સ્થૂળ દૃષ્ટિ નીચે આવતું જ નથી. પંડિતજી ઉત્તમ સ્ત્રીઓના સંબંધમાં એક પણ અક્ષર નહિ બોલતાં ખરાબ સ્ત્રીઓના

સંબંધનું જ સઘળું બોલી ગયા અને તે પણ સર્વ સ્ત્રીઓને લાગુ પાડવાની ધારણા દર્શાવી છેવટ પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કરે છે કે "આવી સ્ત્રીઓ સ્વતંત્રતા મેળવશે પછી શું ખામી રહેશે?" ધન્ય છે પંડિતજીની વિવેકબુદ્ધિને! ગોળ ખોળ સરખું ગણવાની આવી બહાદુરી બીજા કોણ બતાવે? આવા આવા ઇર્ષ્યા ભરેલા વિચારોથી સ્ત્રીઓને દાબી મૂકવામાં આવી છે, જેથી ખરી બાબતમાં પણ પુરૂષોને પ્રતિકૂળ લાગે એવું કહેવાની સત્તા તેમનામાંથી તદ્દન ઉડી જ ગઈ છે. ભણેલી સ્ત્રીઓ પણ દબાણને લીધે પોતાના નિષ્પક્ષપાત અને સ્વતંત્ર વિચારો જાહેર કરતા અટકી જઇ પુરૂષોને પસંદ પડે તેવું લખાણ કરતાં જ શિખેલી છે. પુરૂષો તેમને તાબે રાખવા માટે ઘરના કામકાજમાંથી જરા પણ નહિ છૂટવા દેતાં બીજાં કામકાજમાં લાગવા દેતા નથી. તેઓ નથી વિચારતા કે હરીફાઇ તો સઘળાંને માટે ખુલ્લી હોવી જોઈએ. તેઓ નથી સમજતા કે બન્નેનું જોર સાથે જોડાવાથી વધારે ફાયદો છે. તેઓ તો "એક મીયાનમાં બે તરવાર કેમ સમાય?" એમ કહી પોતાની બરોબરી કરનારની સાથે રહેવું કબૂલ કરતા નથી, અને સ્ત્રીઓને પોતાના પગ નીચે જ દાબી રાખવા ખાતર ધર્મને આડે લાવે છે. કેવી સ્વાર્થબુદ્ધિ! અડધી દુનિયાને નકામી પાડી નાખી અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે દ્રવ્યોત્પત્તિ વગેરેમાં ઘણું ઘણું નુકસાન વેઠતાં પણ ચેતતા નથી. આ તેમની કેવી સમજ!

પંડિતજી કહે છે કે "બે ધણીવાળું ઘર કયારે પણ ચાલ્યું છે?" હું કહું છું કે હા, ચાલ્યું છે અને ચાલે છે. દરેક આબાદ દેશમાં પંચયાળાનો વેપાર નિર્વિઘ્ને ધમધોકાર ચાલે છે. મોટા વેપારની અંદર એક કરતાં વધારે ભાગીદારો હોય તો જ તેઓ પોતાના કાર્યમાં ઉન્નતિ મેળવી શકે છે. બન્નેની સમાન સ્થિતિ થતાં જેનામાં વિશેષ ચતુરાઈ હશે તે જ આગળ વધશે. દરેક કામ પણ વહેંચણીથી ઘણું જ સુતર ચાલશે, આ વિચાર પર જરા પણ ધ્યાન નહિ આપતાં તેઓ પોતાની નિર્દય તથા અવિચારી વર્તણુકને સ્ત્રીઓનાં ભલા માટેની કહી પોતાના દોષ ઢાંકે છે.

ચોરી, છીનાળી, ખૂન, દગાબાજી અને જૂઠું બોલવું વગેરે દુર્ગુણો સ્ત્રીઓ ઉપર જ ઢોળી પાડી પુરૂષોને નિર્દોષ બનાવવાનો પંડિતજીનો પ્રપંચ ઢાંક્યો

રહેતો નથી. ઉપરના સઘળા દુર્ગુણોનું પ્રધાનસ્થાન પુરૂષો જ છે અને તેની ઘણી ઘણી સાબીતીઓ છે. દરરોજ સૂક્ષ્મદૃષ્ટિથી જોઈએ છીએ તો પુરૂષોના સાહસનાં, અસત્યનાં અને દગાફટકાનાં નિત્ય નવાં ભયંકર ઉદાહરણો નજરે પડે છે. આ ઉપર લક્ષ નહિ આપતાં સ્ત્રીઓના ઉપર જ સર્વ દોષનો પોટલો મૂકાય છે. આવો પ્રકાર જોઈ મારૂં મન ખળભળી જાય છે તેથી હું નિર્ભય થઈ બોલવા આગળ ધસું છું કે તમે પુરૂષો સઘળા એક સરખા કપટી છો અને એક બીજાના દોષ ઢાંકી તે દોષ બીજામાં દર્શાવો છો.

વાંચવામાં તથા રોજના વહીવટમાં સ્ત્રીઓની ઉપર પુષ્કળ દોષ મૂકેલા જોવામાં આવે છે. પણ જે દોષ સ્ત્રીઓના અંગમાં છે તે દોષ પુરૂષોના અંગમાં છે કે નહિ એ જ જોવાનું છે. હાલના વખતમાં સ્ત્રીઓ જેવી લબાડી કરતી જણાય છે તેના કરતાં પુરૂષો કેટલા ગણી લબાડી કરે છે તે ઉપર પણ ધ્યાન આપવું જોઇએ. જ્યાં બન્ને દોષિત હોય ત્યાં કેવળ એકના ઉપર જ આરોપ મૂકવો અને તે પણ જેનામાં નિરંતર ઘણા દોષ હોય તેના પર નહિ પણ જેનામાં ક્વચિત જ અને તે પુરૂષોના દબાણને લઈને જ હોય તેના પર. આ કેવો અન્યાય ? જે વેળા કૈકેયીએ શ્રી રામચંદ્રજીને ચૌદ વર્ષ વનવાસ અપાવી ભરતને રાજગાદી આપવાનું દશરથને કહ્યું ત્યારે સ્ત્રીઓના સંબંધમાં ઘણું લખ્યું છે. પણ તે વખતના યુગમાં પુરૂષો કેવા સત્યવાદી અને ન્યાયી હતા કે એક વખત વચન આપેલું હોય, પછી તે ગમે તેવું કઠણ હોય તોપણ ફેરવતા નહિ, અને આજ તમે તો જે કાંઈ સ્ત્રીઓના ખરા હક છે તે પણ ઝુંટાવી લઈ પચાવી બેઠા છો.

પંડિતજી કહે છે કે સ્ત્રીહઠ મુખ્ય ગણાય પણ તે વાત તદન જૂઠી જ છે. જુઓ, એકાદ સ્ત્રીએ જો હઠ કર્યો તો તેના પતિ તરફથી લાકડીનો માર પડતાં તેને વર્ષ છ મહિનાની યાદી રહે છે. ત્યારે પછી તે જોઇ બીજી સ્ત્રીઓ પણ હઠ કરતી નથી, તે છતાં સ્ત્રીઓના માથા પર તેવો દોષ મૂકી પુરૂષો સદ્‌ગુણનાં પૂતળાં બને છે.

સ્ત્રીઓ જ્યારે તમારા પુણ્યરૂપ વૃક્ષને કાપી નાખનારી કુહાડી સરખી

છે ત્યારે પછી એ પ્રાણઘાતક કુહાડીનો સંગ જ શા માટે રાખવો? પણ આ તો સ્વતંત્રતા ન આપવા મ્હોંએથી એમ બોલવું અને વિષયવાસના પૂર્ણ કરવા ખાતર તેને પ્રાણથી પણ અધિક ચાહવી અને આખો જન્મારો તાબેદારી કરી હરેક પ્રકારના વ્યાવહારિક કામમાં બેલ સરખું વૈતરૂં કરીને પણ તેના પોષણની કડાફૂટ કરવી. આ સઘળું કરવું પણ સ્ત્રીઓને સ્વતંત્રતા ન આપવી, એ આપવાની વાત નીકળે ત્યાં તેના દોષ ગાવા મંડી જવા. કેવી ખુબી !

પુરૂષોની જેમ જેમ સત્તા વધતી ગઈ તેમ તેમ તેઓ સ્ત્રીઓની સ્વતંત્રતા જડમૂળથી કહાડી નાખવા લાગ્યા. પ્રાચીન સમયમાં હાલની પેઠે સ્ત્રીઓને પડદે રાખવાનો રીવાજ નહોતો. આ દુષ્ટ રીવાજથી સ્ત્રીઓની મહત્તા ઓછી થઈ જાય છે. એટલું જ નહિ પણ તેઓ ધિક્કારપાત્ર ગુલામગિરીની દશામાં આવી પડે છે. સ્ત્રીઓ કે જે નવી પ્રજાની માતાઓ છે તેઓને આવી હલકી પદવીમાં રાખવાથી તમારી પ્રજા અને તમારૂં કુળ એ બન્ને હલકી પદવીમાં આવી જાય છે. આ તમને કાંઈ સાધારણ નુકસાન નથી. આ રીવાજ પ્રાચીન પૂર્વજોનો નથી પણ પરાઇ પ્રજાનું અનુકરણ છે; કારણ કે પુરાતનગ્રંથોમાં ક્યાંય ગેરવાજબી બંધન જોવામાં આવતું નથી. પૂર્વે રાજાઓ અશ્વમેધને ટાંકણે રાણીઓને જનમંડળમાં ખુલ્લી રીતે પોતાની પાસે બેસાડતા. સુદક્ષિણા રાણી પણ દિલીપ રાજા સાથે પ્રવાસે નીકળી હતી. રામાયણ અને મહાભારતમાં આવા હજારો દાખલા મળી આવે છે કે સ્ત્રીઓ ખુલ્લે મુખે પાલખી કે રથમાં બેસી બહાર ફરી શકતી હતી; પરંતુ હાલની પેઠે લાજ કે ઘુંઘટો તાણતી એવું ક્યાંય પણ વાંચવામાં આવતું નથી. આથી સિદ્ધ થાય છે કે સ્ત્રીઓ પુરૂષો ઉપર જેમ જેમ વિશ્વાસ રાખતી ગઈ તેમ તેમ પુરૂષો વિશ્વાસઘાત કરતા ગયા અને તેઓને આ દશાએ પહોંચાડી અને હવે આવી દશા તો તેમને માટે ઇશ્વરપ્રણીત છે એવું ઠરાવી દેવાની પણ કોશાશ કરવા લાગ્યા છે.

જે માણસ જે સ્થિતિમાં હોય તેને વધારે લાયક થતાં પણ તેવી જ સ્થિતિમાં જીવનપર્યંત રાખવું એ ઘણું નિર્દયપણું અને જુલમ ગણાય છે. દુનિયાના જંગલી રીવાજનું કાંઈ પણ સ્વરૂપ આજે પ્રત્યક્ષ જોવું હોય તો

તે સ્ત્રીઓની અસ્વતંત્રતા જ છે કે જે મજબુત રીતે જેમની તેમ હાલના સુધરેલા કહેવાતા વખતમાં પણ સહીસલામત ટકી રહી છે. દુનિયામાં જે સારૂં હોય છે તે થોડો વખત ટકે છે અને નઠારૂં હોય છે તે કેમે કર્યું નીકળતું જ નથી.

"અમે દરેક બાબતમાં સુધારો કરતા જઇએ છીએ" આમ કહેનારાઓએ પણ સ્ત્રીઓની પરતંત્રતાની બાબતમાં કંઈ સુધારો કર્યો જ નથી એમ નિષ્પક્ષપાત વિચાર કરતાં માલુમ પડી આવે છે. સ્ત્રીઓની સામાજીક દશા સુધારવાનો કોને ઉમળકો આવે કે તે ખરા દિલથી પ્રયત્ન કરે. કોન્ફ્રેન્સનો કોલાહલ મચી રહ્યો છે, સભાઓનો સાક્ષાતકાર સંખ્યાબંધ થાય છે, મંડળીઓનો મહિમા ગાજી રહ્યો છે, ભાષણોની ભભક વખતોવખત ઉડ્યા કરે છે, લખાણો કરવામાં લેખકોનું લોહી ઉછળી રહ્યું છે, વર્તમાનપત્રો વાજમાં આવી રહ્યાં છે, ચોપાનીયાંઓ ઘેર ઘેર અને ચૌટે ચબુતરે પણ વંચાયા કરે છે, પુસ્તકો પ્રેસમાંથી પસાર થઈ બહાર પડ્યાં કરે છે, છાપખાનાંઓ છોકરાં ક્યાંથી પણ છુપાં રહ્યાં નથી અને કાગળ, કલમ તથા શાહીવાળાઓને તો બાદશાહી થઈ પડી છે. આટલું આટલું છતાં પણ સ્ત્રીઓની ખબર તો બિલકુલ લેવાતી જ નથી. શું પુરૂષો સ્ત્રીઓને માટે આટલા બધા બેદરકાર છે? શું તેઓ સ્ત્રીઓની પરાધીન દશા પર કોઈ દિવસ પણ ધ્યાન નહિ જ આપે? અરે! એવો કોઈ પવિત્ર માતાનો પુત્ર પેદા નથી થતો કે જે પોતાના હાથમાં ન્યાયની ઝીણી તલવાર લઈ પુરૂષોના અસહ્ય પક્ષપાતરૂપ દુષ્ટ અને ભયંકર રાક્ષસને હણી અબળાઓનો આશીર્વાદ લે? કેવું અધર્મનું રાજ્ય આવી ચૂક્યું છે!

અરે! જે આપણને સર્વદા દુઃખદાયક છે, આ ભવસમુદ્રમાં જેનાથી બીજો કોઈ પણ મોટો શત્રુ નથી, જે વિપત્તિઓનો પિતા છે, ઋષિ, મુનિ, દેવ અને વિદ્વાનોનાં હૃદયોને પણ દૂષિત કરી તેને દુર્ગુણો અને દુર્વ્યસનોની ખાણરૂપ બનાવનાર છે અને પોતાને રહેવાના સ્થાનરૂપ દેશ તથા ધામને સર્વ સુખોથી વિમુખ કરી મોટા અનર્થના સાગરમાં ડૂબાવનાર છે અને ચક્રવર્તી રાજાઓને પણ ક્ષુદ્ર અને નીચ બનાવી દીધા છે, અનેક મોટા મોટા દેશોની સંપત્તિનો નાશ કર્યો છે, ઘણાઓની બુદ્ધિને ભ્રષ્ટ નષ્ટ કરી દેવામાં કચાશ

નથી રાખી તથા પિતૃભાવ, સરલભાવ, નમ્રભાવ, શ્રદ્ધાભાવ, પ્રેમભાવ, શાંતિભાવ અને સ્ત્રીભાવ એ સર્વનો નાશ કર્યો છે તેનું આજ કાલ આ આર્યાવર્તની અંદર ઘેર ઘેર સામ્રાજ્ય વર્તી રહ્યું છે. મલિન મનુષ્યો તેને પિતા સમાન માને છે. પિતાને પ્રસન્ન કરવા સદૈવ તેની આજ્ઞામાં રહેવું પડે છે તે પ્રમાણે તેઓ તેની આજ્ઞામાં રહે છે. એ પિતા પોતાના પ્રિય પુત્રોને ઉપદેશ આપે છે કે " મારા પ્રિય પુત્રો ! હમેશાં દુર્બળોને રંજાડો, તેઓનો ભાગ છીનવી લો, ગરીબોને દુઃખ દો, તેઓને અપરાધ વિના જીવિતપર્યંત કેદ કરી રાખો અને હમેશ સંતાપ્યા કરો. એવા ઉપાયો ખોળ્યા કરો કે જેથી એ જન્મકેદી ( સ્ત્રી ) તમારે આધીન રહ્યા કરે. એવો ઉપાય કદી પણ નહિ કરો કે જેથી એ પોતાના જન્મમાં કેદખાનામાંથી નીકળી જાય અને તમારી સાથે બરોબરીનો દાવો કરે એવું કામ ભૂલ ચૂકથી પણ કરશો માં. પિતાની આજ્ઞા ઉલ્લંઘન કરશો તો મોટા પાપી થશો. તેમ કરવાથી હું તમારા પર રૂષ્ટ થઈશ. મારો સાચો સપૂત તે જ છે કે જે બીજાને દુઃખ દે અને પોતે આનંદમાં રહે, તથા એ જન્મકેદીને બહારની હવા પણ લાગવા ન દે. જો એ કેદીઓને બહાર કહાડવા હોય તો તેઓની આંખો બંધ કરીને અને હાથ પગ બાંધીને કોઈને લોખંડના પાંજરામાં કે કોઈને હડમાં નાખીને કહાડવા. તેઓને હમેશાં એમ જ શીખવવું કે તેઓ પોતાનાં નેત્ર અને મુખ ઉપર પાટો બાંધી રાખે. તેઓને રૂપિયા સાટે વેચો, કાંઈ ચીજ સાથે અદલ બદલ કરો, ખાવામાંથી બચેલું એઠું, લુખું અને સુકું અનાજ આપ્યા કરો, તેની પાસે સખત મજુરી કરાવ્યા કરો, તેની આગળ ગુલામગિરી સિવાયની કોઈ પણ વાત ન કરો, વિદ્યાદિ ગુણોથી તેઓને હજારો ગાઉ દૂર રાખો, કોઈ સભામાં કે સમાજમાં સાથે ન લઈ જાઓ અને તેઓએ જેવી અંધારી કોટડીમાં જન્મ લીધો છે તેવી જ રીતના ગાઢ અંધકારમાં તેઓ હમેશાં રહે એવો યત્ન કરતા રહો, કે જેથી તેઓમાં મનુષ્યબુદ્ધિ ઉત્પન્ન થાય જ નહિ. તમારે તેનાથી બુરાં કામ કરવામાં લાજ રાખવી નહિ પણ તેઓને ભણાવવામાં, ધર્મશિક્ષા આપવામાં ને કસરત કરવામાં ઘણી જ લાજ રાખવી. પુત્રો ! ક્યાં સુધી કહું, પ્રત્યેક વાતમાં તેઓને ન્યૂન જ રાખવા

માટે આ મારૂં થોડું કહેવું ઘણું કરીને માનજો. પછી તો તમે બુદ્ધિમાન છો. પિતાનો ગુણ પુત્રમાં હોવો જ જોઇએ." આ પ્રમાણે પિતાની શિક્ષા સાંભળી સર્વ પુત્રોએ કહ્યું કે "પિતાજી! અમે તો પ્રથમથી જ એ પ્રમાણે વર્તીએ છીએ."

ઉપરના લખાણ ઉપરથી વાંચનારને જાણવાની ઇચ્છા થશે કે એ પિતા કોણ છે, પુત્ર કોણ છે, અને જન્મકેદી પણ કોણ છે? આ બાબત વિચારવંત પ્રિય ભાઈઓને તો જણાવવાની કશી જરૂર નથી, પણ જેની આંખો ફુટી ગઈ છે, જેણે પોતાનું હૃદય વજ્ર સરખું કરી રાખ્યું છે, જેણે ધર્મને તિલાંજલી દીધી છે, જે પાપપંકમાં ડુબેલ છે, જેણે ધતુરાનો પ્યાલો પીધો છે અને જેઓ નેત્ર તથા કાન છતાં આંધળા અને બહેરા બની ગયા છે તેઓને જણાવવાની જરૂર છે કે એ જન્મકેદી તે જ છે કે જે તમારા ઘરમાં સ્ત્રીરૂપે રહેલ છે. પિતા તે જ છે કે તમારા હૃદયમાં જે અધર્મ વસી રહેલો છે એની આજ્ઞા પ્રમાણે ચાલવું એમાં જ તમે જન્મનું સાફલ્ય સમજો છો. અધર્મી પુરૂષ કયાંય પણ સુખ પામતો નથી.[1] શાસ્ત્રકારો જણાવે છે કે કોઇને મારી નાખવું એ બહેતર છે પણ અધર્મનો આશ્રય કરી તેની આજીવિકા ત્રોડવી કે તેનો હક ડુબાવવો એ બહુ જ ખરાબ છે. કારણ કે તેને મારી નાખવામાં તે વખત જ પીડા થાય છે પણ જીવિકા ત્રોડવાથી કે હક ડુબાવવાથી તેને જન્મભર પીડા થાય છે. કોઇની જીવિકા કે હિસ્સો લઇ લેવો એ જ મોટી હિંસા છે. આવા પ્રકારની હિંસા કરનાર માણસ કદી પણ સુખ પામતું નથી. હવે બતાવો કે તમે સ્ત્રીઓની હિંસા કરી છે કે નહિ? "આખો ભવ પરાધીન રાખવી" આ અન્યાયના પહાડ જેવું વચન સ્ત્રીઓને માટે લખી રાખ્યું છે કે નહિ? આ વચન વિનાપરાધ જન્મ સુધીનું કાળું પાણી છે. કાળાપાણીમાં પણ કેદીઓ બહારની હવા ખાય છે અને સ્વચ્છંદ વિચરે છે. પણ આ તો કાળાપાણીનો પરદાદો! ભાઈઓ! બુઢા બેલને પણ લોકો

१ अधार्मिको नरो यः स्याद्यस्य चाप्यनृतं धनम्।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते॥

સ્વતંત્ર કરી દે છે પણ સ્ત્રીઓને તો તે અવસ્થામાં પણ તમે સ્વતંત્ર થવા દેતા નથી. પુરૂષજાતિમાં ધર્મ કે ન્યાય હોત તો તે કોઈ ગ્રંથમાં એમ પણ લખત કે "પુરૂષ બાલ્યાવસ્થામાં માતાને આધીન, યુવાવસ્થામાં સ્ત્રીને આધીન અને વૃદ્ધાવસ્થામાં પુત્રીઓને આધીન." પણ આવું તો કયાંય લખેલું જ નથી. જેમાં પક્ષપાતની વાત લખી હોય તે ધર્મશાસ્ત્ર જ કેમ કહેવાય?

યત્કિંચિત્ પણ પક્ષપાતનો ત્યાગ કરી વિચારો કે ન્યાયકારી જગદીશ્વરે સ્ત્રીઓને હાથ, પગ, વાણી, કાન, જીભ, નેત્ર, નાક, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, ઇચ્છા, સુખ, દુ:ખ, રાગ, દ્વેષ, શોક અને હર્ષ એ સઘળાં પુરૂષની પેઠે જ કેમ દીધાં છે. તેઓને મુસલચંદ જ કેમ ન બનાવી? અથવા એક માંસની લોથ જ કેમ ન બનાવી? શું ઈશ્વરની બુદ્ધિ કમ હતી કે તે ભૂલી ગયા? નહિ, એ તો સંપૂર્ણ ન્યાયી છે. તેણે વેદમાં એવું કયાંય પણ ફરમાવ્યું નથી, તે છતાં પુરૂષો એવું અન્યાયનું કામ કરે છે. તો તેનું ફળ પામે છે અને પામશે. જુઓ, વિલાયતી લોકો તેમને બેલ સમાન ગણે છે. તેઓએ તેમના ગળામાં ગુલામીનો ઘંટ નાંખ્યો છે. આખો દિવસ કામ કર્યા કરે છે તોપણ તેમનું પૂરૂં પેટ પણ ભરાતું નથી. જપ, તપ, તેજ, બળ, વિદ્યા, ધર્મ, નીતિ, બુદ્ધિ, સત્ય, ધન, માન, એકતા, ઉત્સાહ, વિશ્વાસ અને પુરૂષાર્થ આદિ ઉત્તમ ઉત્તમ ગુણો દેશમાંથી દૂર ચાલ્યા ગયા છે. કારણ કે જ્યાં અધર્મનું રાજ્ય, અધર્મનો હુકમ અને અધર્મનાં સંતાન હોય ત્યાં દિવ્ય ગુણ કેમ રહી શકે? દયાહીન, ક્રૂર, રાજ વગેરેના લોભ માટે ગમે તેવા નજીકના સગાનું પણ ખૂન કરી નાખનાર, વિશ્વાસઘાતક, સ્ત્રીઓને પાપ કર્મમાં ડૂબાવનાર તથા અગાધ કપટવાળા દુશ્ચરિત્ર પુરૂષો આજ કાલ સ્ત્રીઓના મૃત્યુરૂપ થઈ પડે છે અને દિવ્ય ગુણોને બદલે પોતાના દુર્ગુણોની જાહોજલાલી બતાવે છે. સ્ત્રીઓ કપટી છે, એમ પરાણે સાબીત કરવા માટે મોટા મોટા માયાવી પુરૂષોના[1] દાખલા આપવામાં આવે છે. એ ઉપરથી બુદ્ધિમાને સમજવું જો-

१ शंबरस्य च या माया या माया नमुचेरपि ।
बलेः कुंभीनसेश्चैव सर्वास्ता योषितो विदुः ॥

કે એ કે માયાવી તરીકે સ્ત્રીનો કોઈ પણ દાખલો નહિ મળતાં પુરૂષોનો જ દાખલો મળે છે તેથી ખરેખર માયાવી ( કપટી ) તો પુરૂષો જ છે. પુરૂષોએ પોતાની અધમ ધારણાઓને પણ ઉત્તમ ગણાવવાના પ્રયત્નો કરવામાં કાંઈ કચાશ રાખી નથી. સાધારણ પુરૂષોને એકબાજૂએ મૂકો જેને લોકો ઘણું માન આપે છે એવા ધર્મશાસ્ત્રના કર્તાઓએ પણ સ્ત્રીઓના ગેરલાભમાં ઉતરી પોતાની મુરાદ પાર પાડવાના પ્રપંચો કરેલા છે.

ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે **कलौ पाराशरा धर्माः**—" કળિયુગમાં પરાશર મુનિએ કહેલા ધર્મો વજનદાર છે. " તો એ વજનદાર ધર્મનિયમોના બાંધનાર મુનિ પરાશર[1] જણાવે છે કેઃ—

**याः पुण्यनार्यश्च सकामपुंसां कामोपभुक्त्यै निजदेहदाः स्युः ।**
**गीर्वाणचेतोहररूपवत्यः पौरंदरास्ता गणिका भवंति ॥**

સભ્યજનો ! લાજ પણ લજાઈ જાય એવા આ શ્લોકનો અર્થ કહેતાં મને શરમ થાય છે, જેથી આ વાત મારે પડતી મૂકી દેવી જોઈએ છીએ. ધન્ય છે ઋષિ ! તારા ઉપદેશને !

વળી પંડિત કહે છે કે સ્ત્રીઓ પુરૂષના મૃત્યુરૂપ જ ગણાય છે, તો પુરૂષો પણ સ્ત્રીઓના મૃત્યુરૂપ થઈ પડે છે. સ્ત્રીઓનું મૃત્યુરૂપપણું તો ફક્ત

---

૧ પરાશરનો ઇતિહાસ મહાભારતમાં વિસ્તારથી આપેલો છે. તેનો ટૂંકો સાર એટલો જ છે કે એક દિવસ પરાશરમુનિ હોડીમાં બેસી ગંગાનદી ઉતરતા હતા. ત્યાં તે હોડી ચલાવનાર એક મત્સ્યગંધા ( માછલા સરખા ગંધવાળી ) નામની માછણને યુવતી જોઈ તે મુનિએ તેને અનીતિને માર્ગે ઉતારવાની કોશીસ કરી. ત્યારે તેણીએ કહ્યું કે હું એ કામ કદી કરવાની નથી. કોઈ જોતું નથી પણ આ પ્રત્યક્ષદેવ સૂર્ય તો જોય છે. આમ વાદવિવાદ થતાં સૂર્યની આડે વાદળ આવવાથી પરાશરે તેણીને કહ્યું કે જો સૂર્ય હવે કયાં જોઈ શકે તેમ છે ? આમ અવળસવળ સમજાવી તે બિચારી ભોળી અબળાને આડે માર્ગે દોરી તે ધર્મમુનિએ પોતાની મુરાદ પાર પાડી. વાંચનાર ! મારે કહેવાની જરૂર નથી, તું તારા મનથી વિચારીજે. આ કેવું સાહસ ?

કહેવા માત્ર જ છે અને પુરૂષોના તો તેવા હજારો દાખલા મળી શકે છે. વળી સ્ત્રીને જો કલેશ, સંકટ, મૃત્યુ, અને નરકના દ્વારરૂપ ગણવામાં આવે છે તો પુરૂષો પણ તેના દ્વારરૂપ કેમ ન ગણાય ? ખરૂં જોતાં કલેશાદિનું મૂળ સ્ત્રીઓ કે પુરૂષો નથી પણ તેઓનું ઘાતકી હૃદય જ છે. પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય.

પંડિતજી વિશ્વના હિતમાટે ઘણી છૂટથી જણાવે છે કે, "સ્ત્રીઓને સ્વતંત્રતા આપવામાં આવશે તો તેઓ તેનો ઘણો જ ખરાબ ઉપયોગ કરશે અને ગૃહરાજ્યની ખરાબી કરશે." આ કેવી ઉંધી સમજ છે ? ગૃહરાજ્યને સુધારનાર સ્ત્રી જ છે ગૃહરાજ્યની જો કંઈ પણ ખરાબી થતી હોય તો તે તેના માલેકના નાલાયકપણાને લીધે જ છે. સ્ત્રીમાંથી જો દિનપરદિન તમે હાથે કરીને યોગ્યતા ઘટાડતા જશો અને ઘાતકી બની તેને દાબતા જ જશો તો હાલ છે તેના કરતાં પણ ગૃહરાજ્યની વધારે ખરાબી થશે.

પણ હાલમાં તો એવું બન્યું છે કે ગમે તેટલું રૂદન કરીએ તોપણ તે **अरण्यरोदन** જેવું છે. આપણા દેશીઓ બધા જીવ પર દયા કરશે પણ સ્ત્રીઓને માટે તો કઠોર વ્રત ધારણ કરી દયા કરવાનું પચ્ચખાણ લઈ બેઠા હોય એવું માલૂમ પડે છે. જુઓ, તેમણે પશુઓને માટે સેંકડો શહેરોમાં ગોશાળાઓ બંધાવી છે અને મોટી મોટી નગરીઓમાં પાંજરાપોળો બનાવી છે, જેમાં અનેક જીવો આશ્રય લઈ સુખ મેળવે છે. ગધેડાં, બકરાં, અને કુતરાં વગેરે જાનવરોને માટે ત્યાં ખાવા પીવાને વાસ્તે સારો પ્રબંધ છે, અને તે નિમિત્તે હજારો રૂપિયા ખરચાય છે. પણ અફસોસની વાત એ છે કે સ્ત્રીઓ તો જાનવરોથી પણ નીચે દરજ્જે મનાય છે. ઘોડાશાળા, ગોશાળા, કુત્તાશાળા, વાનરશાળા, ગદ્ધાશાળા અને કબુતરશાળા તો બની ગઈ પણ કોઈ શહેરમાં વિધવાશાળા, વૃદ્ધાશાળા, દુઃખીયાંશાળા અને અબળાશાળા બની છે ? અરે ! એ તરફ તો કોઈનું ધ્યાન જ નથી. "હાય હાય ! ગોહત્યા થાય છે. મહાઘોર કળિયુગ આવ્યો છે," આવા પોકાર થાય છે. પણ હજારો વિધવાહત્યા, કન્યાહત્યા, ગર્ભહત્યા, સ્ત્રીહત્યા અને બાળહત્યા થાય છે તેના તરફ તો કોઈ ધ્યાન

પણ દેતું નથી. જુઓ, પ્રમાદ અને પક્ષપાતના ઢગલા. કયા ભરતખંડીએ સ્ત્રીમહાવિદ્યાલય સ્થાપ્યું છે? કયું સ્ત્રીઔષધાલય ચાલુ કર્યું છે? કયું સ્ત્રીકાર્યાલય છે? આ ભરતખંડમાં એક પણ સ્ત્રીકોલેજ છે? બતાવો. આ મોટો પક્ષપાત છે કે નહિ? આ ઘોર અધર્મ છે કે નહિ? ભલા એવો એક પુરુષ તો બતાવો કે જે કન્યા અને પુત્ર ઉપર સમદૃષ્ટિથી જોતો હોય અને જેવી રીતે પુત્રશિક્ષણમાં યત્નવાન રહે છે તેવી રીતે પુત્રીશિક્ષણમાં પણ મચ્યો રહેતો હોય. આ એક મહાન્ અન્યાય સેંકડો વર્ષ થયાં ચાલ્યો આવે છે તે ઇશ્વરની સહાયતા સિવાય ત્રુટવો મુસ્કેલ છે.

પુરુષોએ પોતાનો એટલો બધો જુલાઝદાર ચલાવેલો છે કે જો કોઈ પણ પ્રકારથી સ્ત્રી તેમની અપ્રીતિનું પાત્ર થઈ પડે તો તેણીએ મહા મહેનત અને અપ્રતિમ પ્રેમથી ઉછેરેલાં બાળકો પણ તેના કબજામાંથી ઝુંટાવી લઈ તેણીને એક ભીખારણ અને કેદીની માફક જૂદી કોટડીમાં રાખે છે. જેથી તે બિચારી ઘણી અકળાય છે અને કુવામાં પડી, ઝેર પી અથવા ફાંસો ખાઈ આત્મઘાત કરે છે. આમ કરવા જતાં સ્ત્રી જો કદાચ દૈવયોગને લીધે દુર્મરણના સપાટામાંથી બચી જાય તો વળી તેની સ્થિતિ એવી વરઝોળે ચડે છે કે નિષ્પક્ષપાત માણસનું અંતઃકરણ તેનો વિચાર કરતાં હાથ રહી શકતું નથી. જુલમના પરિણામમાં પુરુષોનો પક્ષપાત તેણીને ન્યાયાસન પાસે ખડી કરે છે અને ત્યાં ન્યાયાસન પર બેઠેલો પુરુષ જ તેને પીનલકોડની ૩૦૯ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવે છે. અધમ પુરુષના જુલમ તળે દબાયેલી નિર્દોષ અબળાને આ પણ એક પડયા પર પાટુ વાગે છે. આટલી જોરજુલમી પુરુષ સિવાય બીજું કોણ કરી શકે?

એક પિતાને ચાર કન્યા હોય અને તે વિધવા થઈ ગઈ હોય, અતિ દુઃખી તેમ જ દરિદ્ર બની ગઈ હોય અને ઘણી જ દયા ખાવા જોગ હોય તોપણ તેને પિતાના ધનમાંથી પોતાના હક તરીકે એક પૈસો પણ મળતો નથી; અને એકાદ પુત્ર હોય તે ગમે તેવો દુરાચરણી હોય અને તે પિતાને ઝેર દઇને મારી નાખે કે વેશ્યામાં પૈસો ગુમાવે તોપણ પિતાનું સઘળું ધન

તેને જ મળે છે. બતાવો, આથી બીજો કયો પક્ષપાત ? વ્યવહારિક નિયમો બાંધનારા મુનિલોકોએ પણ કેવી વિષમદૃષ્ટિ વાપરી છે? કન્યા એ શું પિતાનો વંશ નથી? કન્યાનું ઉત્પત્તિસ્થાન શું કંઈ બીજું છે? કન્યા શું કંઈ ઓછે દિવસે અવતરે છે? એવું કોઈ પણ કારણ જોવામાં આવતું નથી કે જેને લીધે કન્યા ભાગમાંથી બાતલ થઈ શકે.

આપણે જોઈએ છીએ તો આ પ્રમાણે સઘળે સ્થળે સબળે નિર્બળ ઉપર હમેશાં જુલમ ગુજાર્યો છે. ડા૦ ગીમી કહે છે કે "સ્ત્રીઓને આપણે ગુલામ બનાવી દીધી છે એટલું જ નહિ પણ તેઓના મગજ સાથે એવી અસર જડી દીધી છે કે સ્વાતંત્ર્ય શોધવું એ તેઓના ખરા માનમાં ઘટાડો કરનાર છે. આપણે તેઓના ખરા માનના સંબંધમાં આપણા સ્વાર્થી અને આપમતલબી મતો એટલે બધે દરજ્જે બેસાડી દીધા છે કે "સહનશીલતા સિવાય બીજો કોઈ પણ ગુણ બતાવવો એ ખરેખર ઓરતને છાજતું નથી." આવી ઘણીખરી સ્ત્રીઓની માન્યતા થઈ ગઈ છે. ઘણા જ જૂના વખતથી આપણે તેઓને નિયમિત રીતે એવું જ શિખવતા આવ્યા છીએ કે જ્યારે તેઓ પોતાના બધા હકો છોડી દે અને કોઈ પણ હક માગે નહિ તથા તેઓના ધણીઓએ દર્શાવેલી અને નહિ દર્શાવેલી ઇચ્છાઓને તથા મતોને બધી રીતે આધીન રહે ત્યારે જ તેઓ સદ્ગુણી કહેવાય. દરેક વખતે અને દરેક દેશમાં ઓરતોના કુમળા સ્વભાવને છેતરવામાં આવ્યો છે તથા તેનો ખરાબ ઉપયોગ કરવામાં આવ્યો છે. પુરુષે સ્ત્રીઓના આવા સ્વભાવને પોતાની સ્વાર્થી ઇચ્છાને અનુસરતો બનાવ્યો છે. બીજી બધી ચીજોની સાથે તેણીને પોતા ઉપર કમભરોસો રાખવાનું એટલું બધું શિખવ્યું છે કે તે રાજી ખુશી અને આનંદથી જે જગા તેને આપવામાં આવી છે તે કબૂલ કરે છે અને પોતાના ધણી આગળથી, જે આપવાની તેને ઇચ્છા હોય અથવા જે તે આપતો હોય તે કરતાં વધારે માગવું એ પાપ છે એમ તે માને છે."

પૂર્વ કાળમાં સ્ત્રીઓને વૈદિકકર્મ કરવાના પણ સઘળા હક પુરુષ સમાન જ હતા, એમ ધર્મશાસ્ત્ર[1] જણાવે છે. આમ હતાં સ્ત્રીઓને સમાન ક-

---

१ पुराकल्पे तु नारीणां व्रतबंधनमिष्यते ।
अध्यापनं च वेदानां सावित्रीवचनं तथा ॥

ક્ષામાં ઉભેલી જોવાની અસહનતાવાળા પુરૂષોએ પાછળથી તે સઘળા હક્કો છીનવી લીધા છે, જેનો લાભ તેઓએ ઘણા વખત સુધી ભોગવ્યો અને હજી ભોગવે છે. માટે હવે પુરૂષોએ વેળાસર ચેતી સ્ત્રીઓના હક પાછા તેમને સ્વાધીન કરી દેવા જોઈએ છીએ. વાર્યા ન કરવું અને હાર્યા કરવું એ અવિચારવાન માણસોનું કામ છે. માટે પહેલેથી જ સમજીને ચાલવું જોઈએ કે જેથી આપણી પ્રતિષ્ઠા સારી રીતે જળવાઈ રહે અને "આટે લાકડે આડો વહેર" એ કહેવતનું ફળ ભોગવવાનો વારો આવે નહિ.

પંડિતજીએ ન્યુસપેપર વાંચી છાલકા મગજના જે હલકા વિચારો સંભળાવ્યા તે વજન વગરના હોવાથી તેને માટે હું કંઈ પણ બોલી સભાસદોનો વખત રોકવા માગતી નથી.

પંડિતજી જણાવે છે કે **स्त्रीनायके न वस्तव्यम्**—"જ્યાં સ્ત્રીનું ઉપરીપણું હોય ત્યાં વસવું નહિ." તો હું પૃછું છું કે આજ તમારા પર રાજ્ય કોણ ચલાવે છે? પૃથ્વીમાં પહેલે નંબર ગણાતા સ્વતંત્ર રાજ્યની કુલ હકુમત મહારાણી વિકટોરીયાના હાથમાં દેખતા છતાં "સ્ત્રીઓને સ્વતંત્રતા ભોગવતાં જરા પણ આવડતી નથી," એમ કેમ કહી શકાય? આપણા દેશમાં પણ સ્વતંત્રપણે રાજ્યતંત્ર ચલાવનારી ઘણી રાણીઓ થઈ ગઈ છે. તો હવે સ્ત્રીની સત્તા નીચે ન રહેવું. આ પંડીતજીનું કહેવું પોપટીયાજ્ઞાન૨ બરોબર અને પોથામાંનાં રીંગણાં જેવું છે. જો એમ ન હોય તો મહારાણીની સત્તા નીચેના આ મુલકમાંથી તેમણે દેશવટો જ લેવો જોઈએ. અને તેમ કરે તો જ તેઓ સત્યવક્તા અને વચનપાળક ગણાય.

વળી પંડિતજી કહે છે કે "ઘણી નીચ જાતિની ઓરતોને સ્વતંત્રતા મળેલી જ હોય છે. તેઓની એ સ્વતંત્રતાનું શું પરિણામ આવે છે તે કાંઈ

૨ એક પોપટને તેના રખેવાળે પઢાવ્યું હતું કે "બીલાડી આવે તો ઉડી જવું." આ વાકયનો પોપટ નિરંતર પાઠ કરતો હતો. એક વખત બિલાડીએ તેને પકડ્યો એ વખત પણ તે ઉડી જવાને બદલે ઉપરનું જ વાકય બોલવા લાગ્યો અને અંતે મોતને શરણ થયો.

બતાવવું પડે તેમ નથી." પરંતુ આમ બોલવાથી કાંઈ ઉત્તમ સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાનો પ્રતિબંધ થતો નથી. મૂર્ખ અને નાદાન સ્ત્રીઓને છૂટ આપવાથી દેશોદય થાય એમ મારૂં કહેવું નથી. પણ શહાણી અને સુશિક્ષિત આર્યમહિલાઓને યોગ્ય છૂટ આપવી જોઈએ; કારણકે દેશના નાક સરખી તેવી ઉત્તમ સ્ત્રીઓનાં ચરિત્રો જ ઇતર મનુષ્યોને દૃષ્ટાંત લેવા લાયક છે.

પુરૂષો પોતાની અક્કલ વિષે ફાંકો રાખી સ્ત્રીઓની અક્કલને અનુભવ કર્યા વગર હસી કહાડે છે, તથા તેને મૂર્ખ અને દુર્ગુણની પંક્તમાં દાખલ કરે છે; પરંતુ આ બાબત સિદ્ધ કરવા માટે શું તેમની પાસે પૂરતા પુરાવા છે? નથી જ. ઓરતોનું મગજ મરદો કરતાં કોઈ પણ રીતે નાનું અથવા સ્વભાવથી અધમ વિકૃતિને પામેલું હોય એમ કદી પણ સિદ્ધ થઈ શકશે નહિ. જો એમ અનુમાન કરતા હોય કે સ્ત્રીઓના શરીરનું કદ નાજુક છે તેથી તેનું મગજ પણ નાજુક હોવું જોઈએ. આમ અનુમાન કરવા જતાં હાથી, ઉંટ, અને ગધેડા વગેરેનું મગજ પણ તેમના કદ મુજબ ઘણું મોટું ગણાવું જોઈએ, અને તેઓમાં માણસો કરતાં વિશેષ અક્કલ છે એ પક્ષ ગ્રહણ કરવો જોઈએ. માટે આવું અનુમાન છોડી દઈ બારીકીનાં કામો ઉપરથી જ મગજનું માપ લેવું જોઈએ. ભરત ભરવું, સીવવું, રાંધવું અને એવાં બીજાં પણ ઘરનાં ઘણાં ઘણાં બારીક કામોમાં ચિત્ત પરોવવું એ કામ હાલ મુખ્યત્વે કરી સ્ત્રીઓનું જ છે; પુરૂષોથી તે જોઈએ તેવું બની શકવાનું નથી. કદાચ કોઈ ધારે કે જેમાં અંગબળની જરૂર છે એવાં વ્યવહારનાં કાર્યો પુરૂષોથી જ બની શકે તેમ છે; કારણકે તેઓના શરીરનો બાંધો સબળ છે, અને સ્ત્રીઓના શરીરનો બાંધો નિર્બળ છે. આ વાત હું પણ કબૂલ કરૂં છું; પરંતુ તે કાંઈ સ્વભાવથી જ નિર્બળ નથી. એ તો કેદીના શરીરના બાંધાની માફક કૃત્રિમ નિર્બળ છે; કારણકે તેઓને અહર્નિશ કેદખાનામાં જ પૂરી રાખવામાં આવી છે. કદાચ સ્ત્રીઓનાં શરીરના બાંધાને સહજ નબળો ગણી પુરૂષો એમ કહેવા માગે કે અમો અવિચ્છિન્નપણે જેટલા કલાક કામ કરી શકીએ છીએ તેટલા કલાક સુધીનું કામ સ્ત્રીઓ અવિચ્છિન્નપણે કરી

શકતી નથી; કારણકે તેમાં તે જલદી થાકી જાય છે. આ વાત ખરી છે કે પુરૂષને ઘણા કલાક સુધી કામ કરતાં થાક ચડતો નથી; પરંતુ જ્યારે થાક ચડે છે ત્યારે પછી તે ઘણા કલાક સુધી વિશ્રામની અપેક્ષા રાખે છે. એટલે ફરીથી કામમાં જોડાવા માટે તેને ઘણો વખત લાગે છે, અને સ્ત્રીઓ જેમ કામ થોડા કલાક કરી શકે છે તેમ તેને વિશ્રામ પણ થોડો વખત જ જોઈએ છીએ, એટલે તે ફરીને કામમાં તરત જોડાઈ શકે છે. હાલમાં કોઇ નિમેલ કામની અંદર જો સરત થાય તો કદાચ સ્ત્રીઓ આગળ વધી શકે નહિ: કારણકે પુરૂષો ઘણા વખત પહેલાંથી આગળ વધી ગયેલા છે. પરંતુ સ્ત્રીઓને પણ જો તેટલો વખત મળેલો હોય તો તે કેટલી બધી આગળ વધી શકે એ સુજ્ઞ અને સત્યશોધક માણસે વિચારવાનું છે.

મોટાં મોટાં કાર્યો કરવાને જોઈએ તે કરતાં પુરૂષોની સંખ્યા શું વધારે છે કે જેથી સ્ત્રીઓને તેમાં નિષેધ કરવામાં આવે છે? માણસોનું હિત કરનારી બાબતોમાં પુરૂષો લાયક છે અને સ્ત્રીઓ લાયક નથી તેનું કારણ શું? તમે કદાચ એમ કહેશો કે જો સ્ત્રીઓ લાયક હોત તો દુનિયામાં જેમ પુરૂષોએ નવા નવા શોધો કરેલા છે તેમ તેણીઓએ પણ તેવા શોધો કરેલા હોત, અને હજુ પણ તે તેવું કાંઈ ક્યાં કરી શકે છે? તેના જવાબમાં હું તમોને કહીશ કે તેવા શોધ વગેરેના વિષયો હવે વિશેષ અનવગાહિત રહ્યા નથી, કે જેમાં સ્ત્રીઓ પોતાની બુદ્ધિ ચલાવી નવા શોધોનો રસ્તો પકડે. કદાચ કંઈ સુધારણાને યોગ્ય કેટલાએક વિષયો કંઈ અંધારામાં રહી ગયા હોય તો તેમાં સ્ત્રીઓને પ્રથમ તેટલી (પુરૂષોના જેટલી) માહિતી મળવી જોઈએ, અને પછી તેઓ તેમાં ફતેહ મેળવે છે કે નહિ તે જોવું જોઈએ.

સભાસદો! વેદ, સ્મૃતિ, સદાચાર અને પોતાને પ્રિય જણાવું એ ચાર બાબતો ધર્મના લક્ષણરૂપે માનેલી છે. તો વેદમાં ક્યાંય પણ સ્ત્રીઓને અસહ્ય જુલમ અને પરતંત્રતાના પાશમાં રીબાવવી એવું નજરે નહિ પડે. સ્મૃતિ પણ વિવેકપૂર્વક યોગ્ય સ્ત્રીઓનું પૂરતું માન જાળવવાનું જણાવે છે. સદાચાર પણ એ જ છે કે સમાન દૃષ્ટિથી સર્વના હક અને સુખ સામે જોવું. કોઈના હક છીનવી ન લેવા એ જ મોટો સદાચાર છે. સ્ત્રીઓની સ્વતંત્રતાનો હક છીનવી

લઈ પુરૂષો સદાચારનાં પૂતળાં બને છે, આ કેવું આશ્ચર્ય છે? માટે સદાચાર પણ આપણને એ જ શિખવે છે કે યોગ્ય સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી, અને પોતાને પ્રિય જણાય તેને ધર્મનું લક્ષણ માનેલ છે તો સ્ત્રીઓને એ બાબત અતિ પ્રિય છે જ. તો હવે પછી હું નથી સમજી શકતી કે સ્ત્રીઓને સ્વતંત્રતા મળવી એ ખરેખર મોટા અધર્મરૂપ છે, એમ પંડિતજી શામાટે માને છે? હું કહું છું કે કોઈને વિનાકારણ રીબાવવું અને તેના યોગ્ય હક્કો ખુંચવી લેવા એ જ મોટામાં મોટો અધર્મ છે, એ જ મોટો અન્યાય છે. આવા અન્યાયરૂપ દાવાનલથી સર્વ પ્રજાનું કલ્યાણ પણ દગ્ધ થઈ જાય છે અને આવા અધર્મ રાજાઓનું જબરૂં અનિષ્ટ કરનાર નિવડે છે. માટે રાજા પ્રજા બન્નેનું હિત તપાસતાં, શાસ્ત્રો નિહાળતાં અને લોકસ્થિતિ પર વિચાર કરતાં ઉત્તમ સ્ત્રીઓ સર્વ પ્રકારે સ્વતંત્રતાને યોગ્ય છે જ.

વિવેકી ગૃહસ્થો! મારૂં બોલવું સમાપ્ત કરતાં મારે જણાવવું જોઈએ કે બોલતાં બોલતાં ક્યાંય મારાથી વધી પણ જવાયું હશે; કારણ કે માણસ માત્ર ભૂલને પાત્ર છે, માટે જો કંઈ તેવું જણાય તો તેને માટે હું ક્ષમા માગું છું. જો કે **पुष्पैरपि न योद्धव्यं किं पुनर्निशितैः शरैः**—"પુષ્પથી પણ યુદ્ધ કરવાની મના છે તો પછી જરા પણ બાણોથી તો યુદ્ધ કેમજ થાય?" આ નિયમ પ્રમાણે મારે તમારી સાથે લડવું ન જોઈએ તોપણ મારી બહેનોનું દુઃખ જોવાથી મારા અંતઃકરણમાં જે ઉભરાઓ અને ભડકાઓ ઉઠેલા તે **शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते**। "શોકથી બળબળતાં હૃદય પોતાના ઉદ્દગારો બહાર પાડવાથી જ શાંત થાય છે." આ ભવભૂતિના વિચાર મુજબ મારે સ્વતંત્રરીતે બહાર પાડવા પડ્યા છે. જેમાં તીક્ષ્ણ વાગ્બાણોથી લડાઈ કરી ચૂકી છું તેને માટે પણ હું ક્ષમા ચાહું છું. આ વખતે જો હું મારા એ વિચારો બહાર ન પાડું તો પણ મને પસ્તાવો થાય કે 'સ્વતંત્ર વિચારો પ્રગટ કરવાની તક મળવા છતાં મૂર્ખાઇને લીધે તે મેં ગુમાવી. **का हानिः समयच्युतिः**—"વખત ચૂકવો એજ મોટું નુકસાન છે." આ મારા વિચારો જો કે પ્રથમ તો તમોને અતિશયોક્તિ ભરેલા લાગશે પરંતુ જો જરા ઉંડા ઉતરીને નિર્મળ નજરથી વિચાર કરી જોશો તો માલમ પડશે કે આ અતિ-

શયોક્તિ નથી પણ સ્વભાવોક્તિ જ છે. હું જો પૂરતી છૂટથી બોલવા બેસું તો કલાકોના કલાકો ચાલ્યા જાય તોપણ અંત આવે નહિ. માટે આ મારી લઘુ વિજ્ઞપ્તિ ધ્યાનમાં લેશો કે જેથી **भक्षितेऽपि लशुने न शांतो व्याधिः**—"લસણ ખાવા છતાં પણ વ્યાધિ શાંત ન થયો," આવું ન બને. એટલે કે પુરૂષસમાજમાં આવી રીતે છૂટ પડી બોલવું એ હાલના જમાનામાં રૂઢિ પ્રમાણે સ્ત્રીજાતિના મોલાજનને છાજતું નથી, તોપણ મારી બ્હેનોના સંકટ ટાળવા માટે મેં આ વધારે પડતું પગલું ભર્યું છે તો મને આશા છે કે તેઓને માટે કંઈ પણ વિચાર કરવામાં આવશે.

છેવટ અનંતશક્તિમાન ઈશ્વરની આગળ મારી બ્હેનોને માટે મારી એજ માગણી છે કેઃ—

## ગીતિ.

થાજો સ્વતંત્ર સુનારી, તેની પરતંત્રતા જજો નાસી;
નિષ્કલંક યશ તેનો, વધજો જગમાં સદૈવ સુવિકાસી.

( સરસ્વતી પોતાનું ભાષણ સમાપ્ત કરતાં તાળીઓના શબ્દોથી સભાસ્થાન ગાજી રહ્યું તથા ઘણા ખરા સભાસદોની મૃગવૃત્તિનો ફેરફાર તેમની મુખમુદ્રા પર દેખાવા લાગ્યો. પંડિતા પોતાના સ્થાન પર બેસતાં સૌ કોઈ ધર્મમૂર્તિ અને સુવ્રતાની સામે જોવા લાગ્યું. )

**શુકદેવ**—ત્યારે હવે ભલે, સ્ત્રીઓ પહેરે પાઘડી અને જાય બજારમાં.

**સરસ્વતી**—મુદ્દા વગરનો આક્ષેપ કરવો એ વિદ્વત્તાને છાજે નહિ.

( ધર્મમૂર્તિ અને સુવ્રતા એ બન્ને બીજા ખંડમાં ગયાં અને પોતાના વિચારો પરસ્પર મેળવી પાછાં આવ્યાં. )

## ન્યાય.

## સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળવું જોઈએ.

**ધર્મમૂર્તિ**—સભામાં બેઠેલા સદ્‌ગૃહસ્થો અને પંડિતો ! આજે એક અગત્યના વિષય સંબંધે અમોને પંચનું પદ આપવામાં આવ્યું છે તો તે પદ પર બેસી ન્યાય પર નજર રાખી ઠરાવ સંભળાવતાં પહેલાં મારે થોડું બોલ-

વાનું છે, તે પર ધ્યાન આપવાની સભાજનોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

જ્યાં ધર્મરાજ્ય, ધર્મનો હુકમ અને ધર્મનાં સંતાન છે ત્યાં જ સદ્ગુણો અને સદ્વિચારો ટકી શકે છે. જે ધર્મપુત્રો છે તેઓ તો સમજે છે કે જેથી આપણને દુઃખ થાય તેથી પરાયાને પણ થાય અને જે આપણને પ્રિય જણાય તે બીજાને પણ જણાય. **न च धर्मो दयापरः**–" દયા કરતાં બીજો કોઈ પણ સરસ ધર્મ નથી." અને **त्यजेद्धर्मं दयाहीनं**–" દયા વગરના ધર્મને છોડવો " એ ધર્મશાસ્ત્રનાં વાક્યોને અનુસરી કોઈ પણ ધર્મિષ્ઠ ગણાતા માણસે દયા છોડવી ન જોઈએ.

આપણે વિચાર કરશું તો માલૂમ પડ્યા વગર નહિ રહે કે આજ દિવસ સુધીમાં કોઈ જુલમી માણસ આબાદ થયો નથી. ગીધ પક્ષીનું આયુષ્ય ત્રણસો વર્ષનું છે, અને બાજ પક્ષી માત્ર સિત્તેર વર્ષ જીવે છે તેનું કારણ એટલું જ કે બાજ ઘણા જીવતા જીવોનો નાશ કરે છે અને ગીધ પક્ષી માંસાહારી છતાં જીવતા જીવોને દુઃખ નહિ દેતાં માત્ર મુડદાંઓને જ પોતાના ખોરાક તરીકે ઉપયોગમાં લે છે. આપણાં મહારાણી વિકટોરીયાએ બધાં ૬૦ વર્ષ રાજ્ય કર્યું તે તેણી જુલમગાર ન હોવાને લીધે જ. કયા જુલમી રાજાએ આટલો લાંબો કાળ ગાદી ભોગવી છે અને કયા જુલમી બાદશાહે અકબર જેટલું આયુષ્ય ભોગવ્યું છે? માટે પોતાનું કલ્યાણ ઇચ્છનાર કોઈ પણ માણસે કોઈ પણ જાતનો અધર્મ કે અન્યાય ન કરવો જોઈએ.

નીતિની રીતથી જોતાં માન અને કીર્તિ આપનારાં કાર્યોથી સ્ત્રીજાતિને દૂર રાખવી એ શું ન્યાય છે? નહિ જ. આથી પુરૂષોના હકમાં પણ ખલેલ પહોંચે છે. જેમકે કોઈ પુરૂષ માંદો પડ્યો હોય અને તેની સ્ત્રી તેનું કામ બજાવવાને લાયક હોય તોપણ ચાલુ બંધનને લીધે તેણીથી તેની ચાકરી જોઇએ તેવી છૂટથી કરી શકાતી નથી. સ્ત્રીજાતિ જે ઉંચી અક્કલનું કામ કરવાની શક્તિ ધરાવે છે તે કામ તેને નહિ કરવા દેવાથી દુનિયાને બેહદ નુકસાન છે. એક જાતને અમુક ધંધાથી બાતલ કરતાં તે ધંધાનો લાભ લેનારાઓને તથા તે ધંધાદારને પણ ગેરઇનસાફ મળેલો કહેવાય છે.

ઉપરની મોટી ભૂલમાં ભાગ લેનારા પુરૂષોએ દુનિયાની અરધી અક્કલ ઉપર દાટો દીધેલો છે, અને તેઓ અરધી દુનિયાની અક્કલને બાદ કરવાથી મોટું નુકસાન ભોગવે છે; જે નુકસાન ઘણું જ ખરાબ છે. હજુ પણ સ્ત્રીઓને પરાધીન રાખવામાં સુખ માનનારા પુરૂષોએ સમજવું જોઈએ કે સ્ત્રીઓને પરાધીનપણાના દુઃખ કરતાં પુરૂષોને માટે સ્ત્રીઓને પરાધીન રાખવાનું પરિણામ ઘણું જ ભયંકર ઉઠશે. માટે હવે સ્ત્રીઓને યોગ્ય છૂટ આપવી જોઇએ, જેથી દરેક ધંધામાં ડબલ માણસો કામ કરનારાં થશે. પુરૂષોને ખાસ ઉમદો લાભ તો એ છે કે હરીફાઈ કરનારાં માણસો વધવાથી તેઓમાં કામ કરવાનો જુસ્સો વધારે આવશે. કારણ કે તેમને "અમો ઓરતો કરતાં ઉત્તમ છીએ" આવો અભિનિવેશ (આગ્રહ) ટકાવી રાખવા ઘણી કાળજી રાખવી જોઈશે.

અબળાની આધીનતાનો રીવાજ દીર્ઘકાળથી ચાલતો આવેલ હોવાને લીધે મનુષ્યોની મતિ તદાકાર થઈ છે. જ્યાં સુધી એક વાત મગજમાં બેઠી હોય ત્યાં સુધી બીજી સારી વાત પણ મગજમાં બેસવી મુસ્કેલ છે. કેસ લડનારને ફેંસલો મેળવવામાં જેટલો શ્રમ પડતો નથી તેટલો શ્રમ ન્યાયાધીશને (દુનીયાને) આ બાબત સંભળાવવામાં અને સમજાવવામાં પડે છે. તે પછી પણ ખરી દલીલો સાંપડતાં પોતાના ભૂલભરેલા વિચારોમાં સુધારો કરનારા વિરલાજ હોય છે. માટે ખરી બાબત બોલનારના બોલવાને અંધ પાસે આરસી બરોબર નહિ બતાવતાં એક ચિત્તે સાંભળી તેમાંથી તત્વ તારવી કહાડવું એ દરેક સમજુ માણસનું કર્તવ્ય છે.

પુરૂષોના મનમાં આપખુદીના વિચારો ઠસી બેસવાથી તેઓને ઘણી તરેહની હાનિ થઈ છે, થાય છે, અને થશે. તે તરફ તેમનું લક્ષ પહોંચતું નથી. આ તેમનો ટૂંકી નજરનો આશ્ચર્યકારક નમુનો સમજી માણસોને કંઈ ઓછો શોક ઉપજાવનાર નથી. કોઈ રાજા પોતાની પ્રજા તરફ એવો જ વિચાર ધરાવે કે "હું પ્રજાનો બધી રીતે માલેક છું, પ્રજા તો ફક્ત ખોરાકી પોશાકીનેજ લાયક છે, તેણે તમામ રીતે મારૂં કામ કરવું જોઇએ, અને મારી ખુશામતમાંજ મશગુલ રહેવું જોઈએ. તેમને કશું માન આપવાની જરૂર નથી અને

હું તેમનું રક્ષણ કરૂં અથવા ન કરૂં તોપણ તેમણે મારે માટે પોતાના પ્રાણ સુદ્ધાં ખરચી નાખવા જોઈએ." આવો વિચાર ધરાવનારો રાજા પોતાની રાજગાદી કેવા સુખથી અને કેવા નિશ્ચિંતપણાથી ભોગવશે એ વિચાર દરેક માણસે પોતાની મેળેજ કરી લેવો જોઈએ. વળી ધારો કે એકાદ મોટો શેઠ પોતાના નોકરો પાસે કામ કરાવવામાં એમજ ધારી બેઠા હોય કે "હું શેઠ છું, માટે મારૂં ગમે તેવું કામ હોય તોપણ તે નોકરોએ કરી આપવું જોઈએ. તેમાં જો તેઓ જરા જેટલી પણ કસુર કરે તો તેમનું જેટલું અપમાન કરીએ તેટલું થોડું ગણાય." વિચારી જુઓ કે આવા શેઠને પોતાને ઘેર નોકરો હોવા છતાં પણ એક વેઠ કરનાર મજુરની પંક્તિમાં આવવાને શો વિલંબ લાગવાનો ? કંઈ નહિ. કારણ કે જ્યાં સુધી નોકરોને સમાનભાવે રાખેલા નથી હોતા ત્યાં સુધી તેઓ દિલ દઈને કામ કરતા નથી. પણ જો તેઓનું માન જાળવવામાં આવતું હોય તો તેઓ શેઠના કામને પોતાના કામ બરોબરજ ગણી બમણા ઉત્સાહથી બજાવે છે. જેથી શેઠ પણ થોડા વખતમાં હોય તે કરતાં વધારે ઊંચી સ્થિતિએ પહોંચે છે. તેમ પુરૂષો પણ જો સ્ત્રીઓનું માન જાળવતા હોય અને પોતાની આપખુદી છોડી દઈ પોતાની સાથેના કામમાં તેને એક ભાગીદાર તરીકે જોડતા હોય તો તેમની સ્થિતિ હાલ જે ઘણી બગડી ગયેલી છે તે સુધારતાં જરા પણ વિલંબ લાગે નહિ.

જ્યાં સુધી આ વિચાર પર ધ્યાન આપવામાં નહિ આવે, જ્યાં સુધી આ નિયમનો આશ્રય લેવામાં નહિ આવે અને જ્યાં સુધી આ કુદરતી કાયદાનું બિલ પસાર કરવામાં નહિ આવે ત્યાં સુધી પુરૂષો આ દુનિયામાં કોઈ પણ રીતે જોઈએ તેવી ઊંચી સ્થિતિએ પહોંચવાના નથી. આમ વિચારી તથા બન્નેનાં ભાષણો તરફ પૂર્વાપર ધ્યાન આપી શાસ્ત્ર અને વ્યવહાર પર નજર રાખી અમારા તરફથી ફેંસલો સંભળાવવામાં આવે છે કે,

પંડિતજી શુકદેવ કહે છે કે સ્ત્રીઓ ખરાબ હોવાથી તેઓને સ્વતંત્રતા ન મળવી જોઈએ, અને પંડિતા સરસ્વતી કહે છે કે સ્ત્રીઓ યોગ્ય હોવાથી તેઓને સ્વતંત્રતા મળવી જોઈએ. આ પ્રમાણે બન્નેના બોલવામાં કંઈ પણ

વિરૂદ્ધ પડતું નથી. પંડિતજીએ યોગ્ય સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાનો નિષેધ નથી કર્યો અને પંડિતોએ ખરાબ સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાની વાત પણ ઉચારી નથી. તો તે પરથી દેખીતું જ છે કે યોગ્ય સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી અને આ સભામાં બેઠેલા દરેક પુરૂષે પોતાની યોગ્ય સ્ત્રીને સ્વતંત્રતા આપી દ્વિભુજ મટી ચતુર્ભુજ થવું જેથી આ સૃષ્ટિ થોડા વખતમાં સારી સ્થિતિ પર પહોંચશે. સ્ત્રીઓને ભલામણ કરવામાં આવે છે કે તેમને જે સ્વતંત્રતા મળે તેનો તેમણે લેશમાત્ર પણ દુરૂપયોગ નહિ કરતાં સદુપયોગ કરવામાં જ સાવધાન રહેવું. તો તેથી ક્રમે ક્રમે તેઓ તેથી પણ વધારે હકો ભોગવવાને ભાગ્યશાળી બનશે. ઈશ્વર બન્નેને સુબુદ્ધિ આપો અને તેઓનો સંસાર સુધારો. તથાસ્તુ.

( આટલું બોલી ધર્મમૂર્તિએ પોતાનું ભાષણ બંધ કરતાં સભાસ્થાન તાળીઓ અને હર્ષભરેલા "વાહ વાહ, ધન્ય છે" એવા પોકારોથી ગાજી રહ્યું. છેવટ સરસ્વતીના આમંત્રણ પરથી બીજે દિવસ ત્યાં કેળવણીનું ભાષણ સાંભળવા આવવાનું નક્કી કરી સભા વિસર્જન થઈ. )

---

# પ્રકરણ ૨ જું.

## દિવસ ૪ થો.

### સરસ્વતીનું કેળવણી વિષે વ્યાખ્યાન.

આગલા દિવસના ઠરાવ મુજબ બેના ટકોરા થતાં સભા ભરાવા લાગી. અમલદારો, વ્યાપારીઓ, વિદ્વાનો, વૈદ્યો, ડાક્ટરો, વકીલો વગેરે જૂદા જૂદા વર્ગના લોકો આવી પોતપોતાના સ્થળ પર યોગ્ય ગોઠવણથી બેસવા લાગ્યા. કેટલીએક સ્ત્રીઓનો વર્ગ પણ જૂદો બેઠો. ત્રણના ટકોરા થતાં સરસ્વતી ભાષણ કરવાના સ્થાન પર આવી ઉભા અને તેણે પોતાના ભાષણનો આરંભ કર્યો.

મહાશય ગૃહસ્થો ! ઇશ્વર અને ઇશ્વરી નિયમો સિવાય સંપૂર્ણતાનો અચળ નિવાસ બીજી કોઈ જગોએ નથી. મનુષ્યપ્રાણી અને તેનાં દરેક કાર્યો પછી તે ગમે તેવી ઉંડી સમજણ વાપરીને કર્યાં હોય તોપણ તેમાં કાંઈ ને કાંઈ ખામી રહી જાય છે, માટે આ મારા ભાષણમાં ચાલિનીપૃથકકરણન્યાયને અળગો કરી શર્કરાદોલનન્યાયને ગ્રહણ કરશો એવી આશા છે.

મનુષ્ય આ દુનિયામાં અવતરી જૂદાં જૂદાં પ્રાણી અને પદાર્થોના સંબંધમાં આવ્યાથી જ વિવિધ પ્રકારનું જ્ઞાન ધરાવે છે. આ સિદ્ધાંતને લગતી આપણા દેશમાં એક કહેવત પણ મશહુર છે કે "જન્મતાં જ કોઈ પણ જાણ હોતું નથી." ગુણો અને જ્ઞાન સંપાદન કરવાને પુરૂષોને જૂદા જૂદા દેશકાળમાં અને જૂદે જૂદે પ્રસંગે જેટલી અને જેવી તક મળે છે તેટલી અને તેવી ઓહોળી તક આપણા દેશની સ્ત્રીઓ કે જેઓ હમેશાં અંધારી કોટડીમાં રહેલી છે અને પરતંત્રતાના પાશમાં પડેલી છે તેઓને કયાંથી જ મળે ? આ વાત સર્વાનુભવ સિદ્ધ અને નિર્વિવાદ છે. જેથી આ અપ્રકૃત પ્રસંગનું વધારે વિવેચન કરી સભ્યોનો વ્યર્થ કાળક્ષેપ ન કરતાં હું આજના પ્રકૃત વિષય પર આવું છું.

સ્ત્રીકેળવણી એ જ મારા સમજવા પ્રમાણે દુનિયાના બીજા સઘળા સુધારારૂપ વૃક્ષના મૂળરૂપ છે. તેનું રક્ષણ કરી અભિવૃદ્ધિ કરવાથી જ બીજા સુધારા આપોઆપ વિનાશ્રમે સિદ્ધ થશે. વૃક્ષના મૂળમાં પાણી પાવાથી તે દરેક શાખાપત્રમાં સંચરે છે. અને જો મૂળ સુકાય, સડે કે કપાય તો **छिन्ने मूले नैव शाखा न पत्रम्** ( મૂળ છેદાતાં ડાળ કે પાંદડાં કાંઈ પણ રહેતું નથી. ) એ ન્યાય પ્રમાણે સમગ્ર સુધારાનાં વૃક્ષો સૂકાઈ જઈ ઠુંઠ સરખાં અનુપકારક થઈ પડશે. વૃક્ષ જો ફાલી ફૂલી વૃદ્ધિ પામેલું હશે તો તેની નીચે અનેક પશુપક્ષી અને માનવો આશ્રય લેશે તથા તેનાં પાકેલાં અને મીઠાં ફળ ચાખશે. પણ અનેક જીવોના આશ્રયરૂપ તે જ વૃક્ષ જો સુકાઈ જશે તો કોઈ પણ તેનો આશ્રય નહિ લે, અને કુહાડાની તીખી ધારાથી છેદન પામી તે બાળવાના કામમાં આવશે.

બંધુઓ ! તમે ઉભું કરેલું સુધારાનું ઝાડ આજે વાઝડીથી કંપે છે, તેના મૂળમાં પાણીની તંગી છે, થડ ઉપર ઉધાઈ વળગેલી છે, ડાળ અને પાંદડાં સૂકાય છે તથા ફળ કાચાં અને કાચાં ખરી પડે છે. માટે તમે જે વૃક્ષનાં સ્વાદિષ્ટ ફળ ચાખવાને ટમટમી રહ્યા છો તેને સારા માળી, સારાં ખાતર અને સારી સંભાળની જરૂર છે.

વાંછિત ફળ આપનાર સુધારારૂપ કલ્પવૃક્ષને લાગ ફાવતાં કાપવા સારૂ કુધારકોની કટાર રાહ જોતી બેઠી છે. કેળવણીથી બેનસીબ રાખેલી સ્ત્રીઓની અજ્ઞાનતા રૂપ વાઝડીથી સુધારારૂપ કલ્પલતા કંપે છે. તેના મૂળમાં આર્યભાષારૂપ સોનાના ઘડાથી કેળવણીરૂપ પાણી સીંચો, તેનાં ફળને ખરાબ કરતા દુર્જનરૂપ સુડાઓને ઉડાડી મૂકો તથા બાળલગ્નરૂપ સખત તાપથી તેની રક્ષા કરો. અનીતિરૂપ ઉધાઈથી સડતાં તેનાં મૂળોને નીતિરૂપ ગેરૂ લગાડો અને સત્યતાના ખાતરથી તેને ઉછેરો તથા કાબેલ માળીરૂપ બની દરેક દેશની હવામાં આ વૃક્ષ ઉછરે એવા ઇલાજ લઈ દયાબુદ્ધિરૂપ ક્યારામાં તેનું પાલન કરો. આમ કરશો તો જ તમને તમારાં અભીષ્ટ ફળની પ્રાપ્તિ વહેલી વહેલી થશે. નહિ તો તમારો કરેલો સઘળો શ્રમ વ્યર્થ જતાં હાથ ઘસતા રહેશો.

કલ્પવૃક્ષનો સ્વભાવ છે કે તેની છાયા નીચે બેસી જે ફળ માગીએ તે મળે; તેમ સુધારારૂપ કલ્પવૃક્ષનો આશ્રય કરવાથી તમે જે માગશો તે મળશે. તમારું ઘર સુધરી તમે સુખી થશો, એટલું જ નહિ પણ તમને આ આખો સંસાર જે દુઃખરૂપ જણાય છે તે સુખરૂપ થશે. પ્રથમ અનિષ્ટ રૂઢિના રાંઢવાથી બંધાઈ સીકડાઈ ગયેલાં તમારાં ગાત્રોને કલ્પવૃક્ષની છાયાથી આરામ મળશે. પછી બાળલગ્નરૂપ સખત ઉંનાળાના તાપથી બળી ગયેલાં તમારાં બળ, પુષ્ટિ અને પરાક્રમ તમોને પુનઃ પ્રાપ્ત થશે. ત્યારબાદ ભૂખ અને દુઃખથી થયેલી તમારી દીન અને હીન દશા સુધરશે. કહો આથી બીજું વધારે ફળ તમને શું જોઈએ ? માટે મારા પ્રેમાળ ભાઈઓ ! પોપટીયું જ્ઞાન છોડી દઈ કર્તવ્યપરાયણ થઈ મૂર્છિત દશામાં આવી પડેલા આ સુધારારૂપ રોગીને જગાડો. ખરા સ્વદેશભક્ત થઈ તેને તીક્ષ્ણ નસ્યત આપી ટટાર કરો. અરે ! આ સુધારાના દરેક અંગ તથા ઉપાંગમાં રોગ વ્યાપી ગયો છે, જેથી ભારતીયપ્રજા પાયમાલ થઈ ગઈ છે. જેથી ભૂખ અને દુઃખ એ બન્ને એકઠાં થયાં છે. કોલેરા જેવા રોગની સ્વારી આવતાં જ તે એકદમ દેશમાં રાડ બોલાવી દે છે. અને તે થોડા વખત દેશમાં ટકી જતો રહે છે. પણ સુધારાના સન્નિપાતથી તેમાં પેહલા પ્રલાપ રોગે ઉંડાં અને મજબૂત મૂળ નાખ્યાં છે જેથી તેનો નાશ કરવા અનેક ડાકટરો, શસ્ત્રવૈદ્યો, વિષવૈદ્યો અને હકીમોને બોલાવવાની જરૂર છે. ધન્વંતરિ જેવા વૈદ્યો અને લુકમાન જેવા હકીમો એકમત થઈ જ્યારે રસાયન ઔષધ આપશે ત્યારે જ સુધારામાં પેહલી જરા અને વ્યાધિ ટળશે. વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષથી ઉત્પન્ન થયેલો સન્નિપાત ટાળવા દિવ્ય, આસુરી અને માનુષી આ ત્રણે પ્રકારની ચિકિત્સા કરવાની જરૂર છે. અને તેમ કરી અસાધ્યકોટિમાં આવેલા આ રોગને પ્રાપ્ય કરી સાધ્ય દશામાં લઈ આવવો જોઈએ છીએ. પરંતુ દીર્ઘકાળ વીતી ગયા છતાં હજુ પાશેરમાંથી પૂણી પણ કંતાઈ નથી.

પ્રિય બંધુઓ ! સુધારાના મૂળ રૂપ સ્ત્રીકેળવણી સંબંધી વિચારો દર્શાવવાનો પ્રારંભ કરી હાલમાં ચાલતા ઉપરચોટીયા સુધારા ઉપર મારો કટાક્ષ હોવાથી તે તરફ મનોવૃત્તિ દોડી જવાને લીધે આવી રીતે વૃક્ષાંતર તો

નહિ પણ શાખાંતર ગમન થયું છે. તે વિષેની ક્ષમા માગું છું, અને સિંહાવલોકનન્યાયને સ્વીકારી ફરીથી એ જ વિષય પર આવું છું.

ઘણું કરી આ સભામાં બિરાજનારા સઘળા ગૃહસ્થોએ સ્ત્રીકેળવણી વિષે અનેક વાર વાંચ્યું હશે, અને અનેક વખત સાંભળ્યું પણ હશે. પરંતુ એટલાથી સ્ત્રીકેળવણીની કૃતાર્થતા થઈ ચુકી એમ મારૂં માનવું નથી. મારૂં માનવું તો એવું છે કે હજુ, આપણા દેશમાં સ્ત્રીકેળવણી રૂપ અમૃતવલ્લી કાંઈ પણ ખીલી નથી અને જે તેની ખીલવટ દેખાય છે તે ખોટાં પુષ્પોની છે કે જેઓ તેનાં ફળ આપ્યા સિવાય એમનાં એમ ખરી પડે છે. એટલુંજ નહિ પણ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતાં "અલ્પજ્ઞાન તે અતિહાણ" એ પ્રમાણે થતું જતું જોવામાં આવે છે; જેથી સ્ત્રીકેળવણીના વિરોધીને રાજી થવાનો અને તેનાં મેંહેણાં સાંભળી રહેવાનો વખત આવ્યો છે. માટે, હવે કન્યાઓને અપાતું ઉપરટપકેનું અને સાધારણ ઉપયોગી જ્ઞાન દેવાની પદ્ધતિ છોડી દઈ તેઓને ઘણું ઉપયોગી થઈ પડે એવું અગત્યનું અને સંગીન જ્ઞાન આપવાની જરૂર છે, અને આમ થવા માટે આર્ય સ્ત્રીઓ તથા સદ્ગૃહસ્થોએ એકઠા મળી દેશદેશના પ્રતિનિધિઓની મહાસભા ભરી સ્ત્રીકેળવણી વિષે પોતપોતાનો મત જાહેર કરી બહુમતે પસાર થયેલાં તે વિષેનાં મોટાં અને દૃઢ ધારણો સારા પાયા પર બાંધવા જોઈએ છીએ; અને કેળવણીની જરૂર નથી એમ સમજનારી અજ્ઞાન સ્ત્રીઓ પર પણ ફરજીઆત કેળવણીનો કર નાંખવો ઘટે છે. અથવા તેઓને તેમની મનોવાંછાને અનુસારે ઘરસંસારની ધૂંસરી ઉચકવાના કામમાંજ રહેવા દઈ કેળવણી લેવાનો ઉત્સાહ ધરાવનારી અને અજ્ઞાન કુટુંબના ગેરવાજબી ખોટા દાબથી દબાઈ રહેલી આર્ય અબળાઓને તેના સદુત્સાહમાં ઉત્તેજન મળે એવાં વેગથી આગળ પગલાં ભરવાં ઘટે છે.

પણ હાલમાં એવું બને છે કે અધિકારીની ચૂંટણી કર્યા સિવાય સર્વ સ્ત્રીઓને એક સરખી કેળવણી આપવામાં આવે છે. જેને લીધે પરિણામ મનમાન્યું આવતું નથી. આ સંબંધમાં સ્ત્રીઓની યોગ્યતા પારખવાનું કામ જેમ દત્તશેઠે કર્યું હતું તેમ થવું જોઈએ. દત્ત શેઠની વાત નીચે પ્રમાણે.

## ચાર સ્ત્રીઓની કથા.

હસ્તિનાપુરમાં વૈશ્ય જાતિનાં દત્ત અને દત્તા એવા નામનાં સ્ત્રીપુરૂષ રહેતાં હતાં. તેને ગંગદત્ત, દેવદત્ત, વિજયદત્ત અને વાસવદત્ત એ નામના ચાર દીકરા હતા. તેની ઉજ્ઝિતા, ભક્ષિકા, રક્ષિકા અને રોહિણી નામની સ્ત્રીઓ હતી. એક દિવસ તેના સસરા દત્તે પોતાના ઘરનું કામકાજ સોંપવાની પહેલાં એ વહુઓની પરીક્ષા લેવા વિચાર કર્યો અને એક દિવસ સઘળા કુટુંબીઓ તથા સગાસાઈ જમીને બેઠાં છે તેની સમક્ષ ક્રમ પ્રમાણે દરેક વહુને બોલાવી પાંચ કમોદના કણ આપી કહ્યું કે આ કણ સાચવી રાખજો, જ્યારે હું માગું ત્યારે આપજો એમ કહી તેઓને રજા દીધી. ત્યારે મોટી વહુએ વિચાર કર્યો કે આ સસરાએ કણ આપ્યા છે તે હું કયાં સાચવું ? એના તો બુઢાપાના ચાળા છે એમ વિચારી તેણે તે કણને બહાર ફેંકી દીધા. બીજી વહુએ વિચાર્યું કે આ કયાં સાચવવા એમ ધારી તે ખાઈ ગઈ. ત્રીજીએ વિચાર્યું કે વૃદ્ધ સસરાજીએ સઘળા સંબંધીઓની રૂબરૂમાં મોટા આડંબરથી આ કણ આપેલા છે માટે તેમાં કાંઈ કારણ હોવું જોઈએ. એમ વિચારી શુદ્ધ વસ્ત્રથી બાંધી તે કણ યત્નથી પેટીની અંદર રાખ્યા અને દરરોજ તેની સંભાળ લેવા લાગી. ચોથી રોહિણી નામની વહુએ તે કણ પોતાના બંધુને સોંપી દરવરસે વવરાવી વધારો કર્યો. હવે એ વાતને પાંચ વર્ષ નીકળી ગયાં ત્યારે દત્ત શેઠે વિચાર કર્યો કે હવે મારે તે કણની સંભાળ લેવી જોઈએ. એમ વિચારી સંબંધીઓને નોતરું દઈ જમાડી તેમની રૂબરૂમાં વહુઓ પાસે તે કણ પાછા માગ્યા. પ્રથમ ઉજ્ઝિતાને કહ્યું કે પાંચમે વર્ષે તમને પાંચ કમોદના કણ આપ્યા છે તે યાદ છે ? તે મને આપો. આ સાંભળી ઉજ્ઝિતા તરત ઘરમાં ગઈ અને બીજા પાંચ કણ લાવી સસરાના હાથમાં આપ્યા. સસરાએ પૂછ્યું કે વહુ મેં તમને કણ આપ્યા હતા તે આ જ કે ? વહુએ સાચું કહ્યું કે સસરાજી તે કણ તો મેં ત્યારે જ ફેંકી દીધા છે અને આ મેં તમને બીજા લાવી આપ્યા છે. સસરે કદર કરી અને તેને ઘરનાં છાણવાસીદાનું કામ સોંપ્યું.

પછી બીજી વહુને બોલાવી અને કમોદના કણ માગ્યા. તેણે પણ ઘરમાંથી બીજા કણ લાવી આપ્યા. સસરાએ પૂછ્યું કે વહુ સાચું કે જો મેં જે તમને કણ આપ્યા હતા તે આ જ કે? ત્યારે વહુએ કહ્યું કે, નહિ, તમે મને જ્યારે કણ આપ્યા ત્યારે મેં વિચાર કર્યો કે આને હું કયાં સાચવીશ. કયાંય ખોવાઈ જશે એમ ધારી તે કણ ખાઈ ગઈ. આ સાંભળી શેઠે વિચારી સર્વ સંબંધીઓ જોતાં તેને પોતાના ઘરનું ખાંડવાનું, દળવાનું, રાંધવાનું અને પીરસવા વગેરેનું કામ સોંપ્યું.

તે પછી ત્રીજી રક્ષિકા નામની વહુને બોલાવી ઉપર પ્રમાણે કણ માગ્યા. ત્યારે તેણે હર્ષભેર પોતાના ઘરમાં જઈ દાગીનાની પેટીમાંથી લાવી સસરાને સોંપ્યા અને ખાત્રી આપી કે તમે સોંપેલા કણ તે આ જ છે, મેં તે દાગીનાની પેટીમાં સાચવી મૂકયા હતા. આ સાંભળી સસરાએ તેને ધનની ધણીયાણી કરી અને સોના રત્ન વગેરેની ત્રીજોરી સોંપી.

છેવટમાં ચોથી રોહિણી વહુને બોલાવી તેની પાસે કણ માગ્યા. ત્યારે તેણે પ્રણામ કરી કહ્યું કે બહુ સારૂં, ગાડાં આપો. શેઠે કહ્યું કે કેમ ગાડાં શા માટે જોઈએ છીએ? વહુએ જવાબ આપ્યો કે આપે મને જ્યારે સર્વ સંબંધીઓની રૂબરૂમાં બોલાવી કણ સોંપ્યા હતા ત્યારે મેં વિચાર કર્યો કે આમાં કાંઈ કારણ હોવું જોઈએ એમ વિચારી મેં મારા બંધુને સોંપી વવરાવવાનું કહ્યું. ત્યારે તેને કણબી પાસે વવરાવ્યા. દર વર્ષે વવરાવવાથી હાલ તેના કોઠાર ભરાણા છે માટે ગાડાં સિવાય આવી શકે તેમ નથી. આ સાંભળી ખુશ થયેલા શેઠે ગાડાં આપી કમોદ મગાવી લીધી. આ બનાવ જોઈ સઘળાં મનુષ્યોએ તે રોહિણી વહુનાં વખાણ કર્યાં અને શેઠીઆએ તેને ઘરની કુલ મુખત્યારી આપી.

આ ઉદાહરણ પ્રમાણે **गुरोरधीतं गुरवे निवेदितम्** આ ન્યાયને અનુસરનારી ઉજ્ઝિતા સરખી નારીઓને વિદ્યાની કેળવણી ન આપતાં ઘરની મજુરીનું કામ સોંપવું એ જ વધારે સારૂં છે, અને આપેલી વિદ્યાનો ગેરઉપયોગ કરનારી ભક્ષિકા સરખી સ્ત્રીઓને પણ વિદ્યાદાન ન અપાય એ ઉત્તમ છે. અને

રક્ષિકા સરખી જે સ્ત્રીયો શાળામાંથી મળેલી કેળવણીમાં કાંઈ પણ ઉમેરો કરતી નથી તે સ્ત્રીયો પણ આ સંસારને ઉપયોગી થઈ પડતી નથી. કાંતો કાંઈ પણ ન શીખવું અથવા તો પૂરતું શીખવું એ શ્રેયસ્કર છે. શ્રી ભાગવતમાં લખે છે કે જે અતિમૂઢ છે તે સુખી અને જે વિદ્યાના પારગામી છે તે સુખી; પણ ત્રિશંકન્યાયથી અધગાળે લટકી રહેનારના જેવી સ્થિતિનાં માણસ કેવળ દુઃખનાં જ ભાગી થાય છે[1], અને તેવા માણસ વિદ્વજ્જનોને કંટાળો આપ્યા સિવાય રહેતાં નથી. તેવાઓની સાથે વિદ્યાની વાત કરવામાં પણ મોટા પસ્તાવા જેવું થાય છે.[2] ભર્તૃહરિ પણ કહે છે કે કાં તો તદન મૂર્ખને સમજાવી શકાય છે, પણ અધબળેલ ભણતરવાળાને બ્રહ્મા પણ સમજાવી સીધે રસ્તે લાવી શકતા નથી.[3]

આ પ્રમાણે ઉજ્ઝિતા, ભક્ષિકા અને રક્ષિકા સરખી નારીઓ નકામી છે. માટે ચોથી રોહિણી સરખાં સ્ત્રીઓએ થવું જોઈએ કે જેથી તેવી સ્ત્રીને આપેલું વિદ્યાદાન આ દુનિયાને અનંતગણું ફળ આપે.

વિવેકી બંધુઓ! યોગ્ય ઉપાય કામે ન લગાડ્યાથી જ દેશ ડૂબતો જાય છે. કપડાં લતાં પહેરાવી તાલમેલ કરી બેસારેલા ક્ષયરોગીનો રોગ સાધારણ માણસ પારખી શકતું નથી, પણ તેનાં ફેફસાં અંદરથી સડી ગએલાં હોય છે, જેથી તે દિન પ્રતિદિન મોતની નજીક જતો જાય છે. આ બાબત દરદીની વાણીના ઉચ્ચારથી જ કેળવાએલો ડાક્ટર પૂરેપૂરી જાણી લે છે.

---

१. यश्च मूढतमो लोके यश्च बुद्धेः परं गतः ।
द्वाविमौ सुखमेधेते क्लिश्यंतेऽन्तरितो जनः ॥

२. इतरपापफलानि यथेच्छया
वितर तानि सहे चतुरानन ।
अरसिकेषु कवित्वनिवेदनं
शिरसि मा लिख मा लिख मा लिख ॥

३. अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रंजयति ॥

આવા અંદરથી ખવાઈ ગએલ તત્વવાળા નિસ્સાર માણસથી કોઈ દિવસ પોતાનું કે પરાયું હિત બની શકતું નથી અને તે બીજા મનુષ્યોનો વખત પણ નકામો રોકે છે. તેમ જ વગર કેળવાએલી મૂર્ખ સ્રી પણ વસ્રાલંકારથી શણગારેલી હોય ત્યારે બહારથી લક્ષ્મીજી જેવી સોયામણી દેખાય છે કે જેથી અલછના જેવું અંદરથી તમામ સડેલું તેનું મન પેલા ક્ષયરોગીની પેઠે સાધારણ પંક્તિના લોકોથી પારખી શકાતું નથી; પણ વિદ્વાન્, ચતુર અને સુઘડ લોકોથી તે છાનું રહી શકતું નથી. તેઓ તો તેના એક બોલ પરથી જ તેનું નિર્ગંધ કિંશુક સાદૃશ્ય જાણી લે છે. આ સિદ્ધાંતને લગતું જ એક કવિ કહે છે કે,—

**मूर्खो हि शोभते तावत् सभायां वस्त्रवेष्टितः ।**
**तावच्च शोभते मूर्खो यावत् किंचिन्न भाषते ॥**

આ કારણને લીધે જ **विभूषणं मौनमपंडितानाम्** એવું ભર્તૃહરિ લખે છે.

આવી સ્રીઓથી ગૃહસ્થાશ્રમનું સુખરૂપ વહાણ સંસારસમુદ્રમાં હમેશાં ઝોકા ખાતું રહે છે અને દિન પ્રતિદિન ખરાબે ચઢી ડૂબવાના કાળની નજીક જતું જાય છે. અભણ સ્રી પોતાનું, પતિનું, પોતાની પ્રજાનું કે આસપાસના બીજા સંબંધીઓનું હિત કરી શકતી નથી અને ઉલટાં તેઓને રંજાડે છે. કદાચિત હિત કરવા જાય છે તો તેમાંથી અહિત નિપજે છે. નીતિશાસ્રમાં કહ્યું છે કે **पंडितो हि वरं शत्रुर्न मूर्खो हितकारकः** । પણ આજ કાલ ઘણે ઘેર મૂર્ખ મંત્રીઓ જ છે કે જે મંત્રીરૂપ સ્રીયો વિદ્યાલંકારનેજ ખરૂં ઘરેણું નહિ સમજતાં બીજાં અનિત્ય ધાતુનાં ઘરેણાંનોજ શણગાર સજી પોતાને ફુટડી દેખાડવામાં જ કૃતાર્થપણું માની લે છે. તેઓમાં વહેમો, વાંધાઓ, વિક્ષેપ, કુવડતા અને ખરા ધર્મનું અજ્ઞાન ઘર કરી બેઠાં છે જેથી અનેક અનાચારો અને ખરાબીઓ ઉત્પન્ન થાય છે. બીજી તરફ જોતાં યોગ્ય કેળવણી લીધેલી સ્રીઓ ઘર આગળ પોતાના ધણીને અને માબાપને વધારે ઉપયોગી થઈ પતી વધારે વિચારશીલ અને આત્મસંયમ કરી શકનારી તેમજ ઓછી વઢકણી અને ઓછી વાતુડી તથા ગામગપાટામાં ઓછો આનંદ જાણનારી જ-

જાણશે અને વળી પાંચ રૂપીઆના દાગીના કરતાં બે રૂપીઆનું પુસ્તક વધારે પસંદ કરનારી અને તેમાં વધારે આનંદ લેનારી માલૂમ પડશે. આવી ભણેલી સ્ત્રીઓ ઉમદા મનની અને મર્યાદા જાળવનારી હોય છે. એવું જોવામાં આવ્યું છે કે હુશિયાર પુરૂષો, હુશિયાર પિતાઓના કરતાં હુશિયાર અને ચંચળ માતાઓના પુત્રો હતા. માતાઓ, બહેનો અને પત્નીઓની જીંદગીનું સુખ અને આનંદ–ઉત્સાહ પુરૂષોનો ઘણો અગત્યનો વિષય છે માટે તેમાં તેઓએ પુરતી કાળજી ધરાવવી જોઇએ. આ વાત નજરે જોતાં છતાં પણ પુરૂષોનું તેઓને સુધારવા તરફ લક્ષ ખેંચાતું નથી, અને ખેંચાય છે તો નિંદા તરફ જ. પણ હજુ ચેતીને આંખ ઉઘાડે તો સારૂં છે; પણ સ્વાર્થી મનોવૃત્તિ રૂપ પડલથી તેઓની આંખ બરાબર જોઈ શક્તી નથી. કેટલાએક ખરૂં જોય છે તો તેઓમાં કામ પાર ઉતારવાનું સામર્થ્ય નથી, કેટલાએક કાયર છે અને કેટલાએક નિર્દય છે. ધન્ય છે આવા કઠણ કાળજાવાળા પુરૂષોને કે જેઓનો ભવિષ્યનો સંસાર સુધારવાની આશા નહિ છતાં સ્થિર મનોવૃત્તિથી ટગમગ ટગમગ જોયા કરે છે.

આજ કાલ ઘણી સભાઓ ભરાય છે. તેમાં અનેક સ્ત્રીકેળવણી વિષે ભાષણો થાય છે અને તેમાં હર્ષભેર તાળીઓ ઠોકાય છે. પણ આ બધા સ્મશાનવૈરાગ્ય જેવો જ ખેલ નજરે જોવામાં આવે છે. સ્ત્રીયોને કેળવણી આપવા પુરૂષોની જો ખરા અંતઃકરણપૂર્વક લાગણી હોત તો તેઓ આજદિન લગી વિદ્યાકળામાં પુરૂષો બરાબર બહાર ઝળકી નિકળત. પણ ધ્યાનપરાયણ બગલાની[1] પેઠે મજબૂત રીતે સ્વાર્થને વળગી રહેલા પુરૂષો, સ્ત્રીયોને કેળવણી આપવાનો દંભ દેખાડી પ્રહસન[2] ખડું કરે છે. નહિ તો આ વાત એટલી

१. समाधिस्थितयोगीव बको ध्यानपरायणः ।
शनैः शनैः पदं धत्ते मत्स्यानामनुकंपया ॥

૨. જેમાં કવિકલ્પિત ધૂર્તનું ચરિત્ર, નિંદ્યપાત્રોનું આચરણ, હુશીઆર વિટની આકાશવાણી સાથે વાતો અને ખોટા ગપાટાનનું વર્ણન કરી વીરરસનું વર્ણન કરવામાં આવતું હોય તે.

—સાહિત્યદર્પણ, પરિચ્છેદ ૬ ઠ્ઠો.

બધી અઘરી નથી કે પાર ન પડે. જે કામ પોતાના કબજાનું હોય તેનો અમલ કરવો એ કાંઈ દુસ્સાધ્ય નથી. જુઓ, પુરૂષોને રાજહક લેવામાં કેટલી લોલુપતા છે ? તેઓ દર વર્ષે હિંદુસ્તાનના મોટા શહેરમાં કોન્ગ્રેસ મેળવે છે અને તન મન ધનથી તે ઉદ્યોગ કરવા પછાત રહેતા નથી. આવી રીતે જ સ્ત્રીયોને કેળવણી આપવામાં જો તેઓ તૃષ્ણાતુર હોય તો હિંદનો દહાડો વેળાસર વળે, એમાં શક નહિ. એક હાથથી જેટલું કામ થાય તેના કરતાં બન્ને હાથનાં જોર જો સાથે મળે તો ડબલ કામ થાય. આ નિયમ આબાળવૃદ્ધ પ્રસિદ્ધ અને જાણીતો છે. તે છતાં છતી આંખે તેમાં ધૂળ પડે છે, જેથી યથાર્થ જોવામાં આવતું નથી. કોન્ગ્રેસ જે એક હાથથી અઢાર વર્ષે કામ કરશે તે કામ જો બે હાથથી કરવામાં આવેલ હત તો તે કામ ગએલાં નવ વર્ષથી થયું હોત. પણ આ હતભાગ્યહિંદનાં એ ભાગ્ય કયાંથી ?

બંધુઓ ! **सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम्** આ નિયમને હવે મારાથી વળગી રહેવાય તેમ નથી; કારણ કે આ ધારણને અનુસરવાથી સ્ત્રીજાતિએ આજ સુધીમાં અનિવાર્ય નુકસાન વેઠેલું છે. માટે હવે મહાભારતની નીતિ બન્ને રીતે સ્વીકારવી એમ મને યોગ્ય જણાય છે. એક તોઃ—

**सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः ।**
**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥**

ઉદ્યોગપર્વ–વિદુરનીતિ.

આ નીતિને અનુસરવું અને તેમ કામ ન થાય તો પછી નીતિયુદ્ધ ચલાવી બીજું મહાભારત ખડું કરવું. તમે જ્ઞાનરૂપ આદર્શ લઈ જુઓ તો તેમાં તમારો અરધો ચહેરો શ્યામ અને અરધો ગોરો દેખાશે. આવું વદરામણું રૂપ તમોને કેમ પ્રસન્ન પડે છે ? તમે કેળવાએલા છો જેથી ખરા ખોટાનો વિચાર કરી શકો છો, પણ તમને જે ભ્રાંતિજ્ઞાન થાય છે તે તમારાથી કળી શકાતું નથી. સૂક્ષ્મદૃષ્ટિથી વિચારી જોશો તો તમારૂં વિપરીતજ્ઞાન તમને દેખાઈ આવશે. આરસીમાં ડાબાનું જમણું અને જમણાનું ડાબું દે-

ખાય છે. તેમ જ તમારી અપૂર્ણ કેળવણીરૂપ આરસીમાં તમને વિપરીત દેખાએલું છે, જેથી કર્તવ્યને પડતું મુકી અકર્તવ્યને સ્વીકારો છો.

કેળવણીનો ખરો અર્થ સમજનાર કોઈ પણ માણસ સ્ત્રીકેળવણીને નકામી ગણવાનો નથી. દરેક ધંધાદારીને પોતાનું કર્તવ્ય સારી રીતે બજાવવા ઓછા વત્તા પ્રમાણમાં કેળવણી લેવાની જરૂર છે. ઘરમાં કરકસરથી વર્તવું, દૈનિક હિસાબ રાખવો [1] અને સંતાનોને કેળવણી આપવી વગેરે સ્ત્રીનો ધંધો છે. આ ધંધાને ઉપયોગી કેળવણી સ્ત્રીએ જો ન લીધી હોય તો ઘરવ્યવસ્થાનું કામ તેનાથી રૂડીરીતે કેમ થઈ શકે? હવે, જ્યારે ઘરના પ્રધાનવટાનું કામ સ્ત્રીઓનું છે આ સિદ્ધાંત કબૂલ રાખીએ તો સ્ત્રીઓને કેળવણી આપવી એ અવશ્યનું ઠરે છે. સંસારમાં જેટલી કમાવાની જરૂર છે તેટલી જ કમાએલું સાચવવાની તથા તેની યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર છે, અને આ કામ હાલના વખતમાં ખાસ સ્ત્રીયોનું જ છે. આ બાબતમાં મહામુનિ માર્કંડેય લખે છે કેઃ—

**प्राप्तोऽपि चार्थो मनुजैरानीतोऽपि निजं गृहम् ।**
**क्षयमेति विना भार्यां कुभार्यासंश्रयेऽपि वा ॥**

"માણસોએ ધન મેળવીને તે પોતાના ઘરમાં પણ દાખલ કર્યું હોય પણ જો ઘરમાં સ્ત્રી ન હોય અથવા ખરાબ સ્ત્રી હોય તો તે ધન દિવસે દિવસે નાશ પામી જાય છે." તો ફક્ત કમાઈ કરવા વાસ્તે જ કેળવણીની જરૂર છે અને સ્ત્રીઓને કમાવા જવું પડતું નથી માટે તેઓને કેળવણીની પણ જરૂર નથી. આ લઘુદૃષ્ટિની નાપાયાદાર દલીલ ઉપરના શ્લોકથી રદ જાય છે. વળી કેટલાએક નિરક્ષર ભટ્ટાચાર્યો કહે છે કે કેળવણી આપવાથી સ્ત્રીઓમાં અનીતિનો વધારો થાય છે. અક્ષરશત્રુઓએ બતાવેલો આ દોષ તો ઉભય પક્ષે સમાન લાગુ પડે છે. કેળવણીથી સ્ત્રીઓ જો અનીતિમાન થાય છે તો તેથી પુરૂષોએ પણ અનીતિમાન થવું જોઈએ. જે વિષદ્રવ્ય છે તે સ્ત્રીને મા-

[1] **सांवत्सरिकमायं संख्याय तदनुरूपं व्ययं कुर्यात् ।**
**वात्स्यायन.**

રક છે અને પુરૂષને જીવાડનાર છે એમ કોઈ દિવસ બને નહિ: અને જે અમૃત છે તેનું પાન કરવાથી પુરૂષો જીવે છે અને સ્ત્રીઓ મરી જાય છે આમ કહેવું એ પણ વિચારવાન મગજને રૂચતું નથી. વળી કેળવણીથી અનીતિનું પોષણ થાય છે, આમ કહેવું એ શશશૃંગના પ્રહારથી સિંહનો શિકાર કર્યો એમ કહેવા બરોબર છે. અમૃત પીવાથી માણસ મરી જાય છે આમ કહેવું એ જેટલું પાયાદાર અને વજનદાર છે તેટલું જ કેળવણીથી અનીતિ વધે છે એ કહેવું પાયાદાર અને વજનદાર છે. હિંદના હિતશત્રુઓ, "વાંચતાં લખતાં આવડયું એટલે કેળવણી મળી ચુકી" આમ સમજતા હોય તો તેમાં તેઓની મોટી ભૂલ છે. કેળવણીનો ઘણો વિસ્તીર્ણ અર્થ છે, પણ ટૂંકામાં એટલું જ કે તન, મન અને નીતિ જેથી કેળવાય તે જ ખરી કેળવણી. સ્ત્રીને અથવા પુરૂષને જ્યાં સુધી આવી ધાર્મિક કેળવણી આપી ન હોય ત્યાં સુધી માઠાં ફળ નિપજે તેમાં નવાઈ શી? અપવાદ તરીકે કેળવણીના કાચા સંસ્કારવાળાં કેટલાંક માણસો અનીતિમાન નિવડશે પણ તેથી કાંઈ કેળવણી ઉપર તે દોષનો મોટલો આવી પડતો નથી,[1] અને સ્ત્રીઓને કેળવણી ન આપવી એમ પણ ઠરતું નથી. પરંતુ સાર એટલો જ નીકળે છે કે કેળવાએલાં માણસો કરતાં વગર કેળવાએલાં માણસો વધારે દુરાચરણી અને દુનિયાને ભારરૂપ થાય છે.

હું પ્રથમ કહી ગઈ કે ઘરના મુખ્ય મંત્રીપણાનું કામ સ્ત્રીઓનું છે, પણ આ કામની આવડત વગર કેળવાએલી સ્ત્રીઓને હોતી નથી અને તેઓ એક ગુલામડીની માફક વહીતરૂં જ કરી જાણે છે. આવી સ્ત્રીઓનો ઘણો ભાગ હોવાને લીધે ઘર તથા બહારની ચિંતા પુરૂષના માથા પર આવી પડે છે. આ બન્ને ચિંતાથી ઘેરાએલા પુરૂષથી એક કામ બરાબર પાર પડી શકતું નથી. ત્યારે તેના મૂળ મુદ્દાથી અજાણ અને ચિતા સમાન ચિંતાથી ગભરાએલો પુરૂષ તેની સ્ત્રી પર પૂરતી રીતે ચીડાય છે અને પેલી અજ્ઞાન સ્ત્રી, પુરૂષની સામે શુનીવત્ ડાચીયાં નાંખે છે. આવી વ્યવસ્થાને લીધે હિંદુ ઘરસંસારના

---

[1] गौर्गौः कामदुधा सम्यक् प्रयुक्ता स्मर्यते बुधैः ।
दुग्धयुक्ता पुनर्गोत्वं प्रयोक्तुः सैव शंसति ॥

ઘણા કુટુંબોમાંથી શાંતિ નાશ પામી છે અને નિત્યનો દેવાસુરસંગ્રામ જતો નથી.

બાળકોને પોતાની મા તરફથી જેવી કેળવણી મળે છે તેવી બીજા કોઈ પાસેથી મળી શકતી નથી. પણ આ કામ અજાણ સ્ત્રીથી બજાવી શકાતું નથી. એટલું જ નહિ પણ વિદ્યારહિત હોવાને લીધે તે ઘણી વહેમી પ્રકૃતિ વાળી હોય છે જેથી તે પોતે ઘણી ખરાબ થાય છે અને ઘણા પ્રસંગોમાં પુરૂષને આડે આવે છે. જેથી પુરૂષ પણ પોતાનું ધારેલું કામ મનમાનતી રીતે પાર પાડી શકતો નથી, અને તેવી સ્ત્રીના નિત્યસહવાસથી ઘણા પુરૂષોની પણ ઐરિક પ્રકૃતિ જોવામાં આવે છે. સ્ત્રી, અભણ હોવાથી તેની જાતને જ નુકસાન છે એમ નહિ પણ તેની અસર તેનાં છોકરાં, પતિ અને દરેક કુટુંબીઓ ઉપર પણ વત્તા ઓછા પ્રમાણમાં થાય છે; કારણ કે સાન્નિધ્ય દોષ (પાશ) લાગ્યા વિના રહેતો નથી.

આવી રીતે હિંદુ ઘરસંસાર ઘણો કથળી ગયો છે. બધા પુરૂષો જેમ કેળવાએલા નથી તેમ બધી સ્ત્રીઓ પણ કેળવાએલી નથી. પણ એટલું તો પ્રત્યક્ષ દેખાય છે કે પુરૂષવર્ગમાં કેળવણી વિશેષ અને સ્ત્રીવર્ગમાં કમ. પણ હાલ કેટલાએક કારણોથી સ્ત્રીઓમાં કેળવણીની ઘણી અછતને લીધે અરધી દુનિયાને આપણે વગર કેળવાએલી ગણીયે તો ખોટું નહિ કહેવાય. આ ગણતરી પ્રમાણે વસ્તીનો અરધો ભાગ જંગલી એવું ઠરે છે તે સુધારો થયો શી રીતે ગણાય? ગાડું જેમ કજોડથી ચાલતું નથી તેમ ઘરસંસારના ગાડાનું એક સ્ત્રીરૂપ અંગ ખામીવાળું અને પુરૂષરૂપ અંગ ખામી વગરનું હોય ત્યારે તે પણ શી રીતે ચાલે? આપણા જૂના ઇતિહાસગ્રંથો તપાસી જોઈએ છીએ તો માલૂમ પડે છે કે પૂર્વે આમ નહોતું. સ્ત્રીઓને આટલી બધી અસ્વતંત્ર અને કાંઈ પણ હક વગરની રાખવામાં આવતી ન હતી જેથી તેઓ પણ વિદ્યાકળામાં નિપુણ નિવડતી અને બાળસંરક્ષણ તથા તેઓને કેળવણી આપવી વગેરે જે પોતાનાં ખાસ કર્ત્તવ્ય કર્મ છે તેઓને પૂરતી રીતે બજાવતી. પ્રાચીનકાળમાં પણ આજના જેવી કઢંગી વ્યવસ્થા હોત તો ભરતખંડની અને આર્ય મહિલાઓની કીર્તિ જે દિગંતગામિની થઈ છે તે થતે જ નહિ.

સાક્ષર વર્ગે સાંભળ્યું હશે, વાંચ્યું હશે અને જોયું પણ હશે કે ફક્ત પાઠશાળાની કેળવણીથી વિદ્વત્તા મળતી નથી. શાળાની કેળવણી તો વિદ્વાન થવામાં સાધનભૂત છે; પણ તે કોને માટે? ફક્ત પુરૂષોને માટે જ. કારણકે સ્ત્રીઓ તો કન્યાવસ્થામાં શાળામાં જે તેઓને આખી જિંદગીમાં ક્વચિત જ ખપ લાગે એવી બે ચાર ચોપડી શીખી બાળલગ્નના રાક્ષસી ધારાને તાબે થઈ વિવાહ થયા પછી તરત જ સાસરાની વહુવારૂ બની ઘરસંસારની સખ્ત ધૂંસરી ઉપાડવાના કામમાં પડે છે. જેથી તેણે બાલ્યાવસ્થામાં પિતૃગૃહનું કામકાજ છોડી દઈ કરેલો ત્રણ ચાર ધોરણનો સઘળો અભ્યાસ રદ જાય છે; અને તે રાગ દ્વેષ, કર્મકથા, દેરાણી, જેઠાણી, નણંદ અને સાસુને મળતો મિજાજ ન આવવાને લીધે પતિની સાથે પણ અવિશ્રાંત કલહની સાથે નવું ભણતર ભણવાનો અભ્યાસ શરૂ કરે છે. આવા કુટુંબનું વર્ણન લખતાં કપર્દીભટ્ટ લખે છે કેઃ—

**अंबा तुष्यति न मया न स्नुषया सापि नांबया न मया ।**
**अहमपि न तया न तया वद राजन् कस्य दोषोऽयम् ॥**

આવા કઢંગા ધોરણને લીધે જ હિંદુ સ્ત્રીઓની સ્થિતિ તપાસી જોતાં ઘણી દુઃખદાયક જણાય છે. તેઓ જન્મે છે ત્યારથી મરણ લગી તુચ્છ ગણાય છે. નિષ્પક્ષપાતથી વિચાર કરીએ તો સ્વાભાવિક રીતે સ્ત્રીઓ ચંચળ બુદ્ધિની, પ્રેમાળ અને પવિત્ર હોય છે. સંસારમાં સુખ અને સદ્‌ગુણની વૃદ્ધિ કરવા જ તેનો જન્મ છે. પરંતુ પુરૂષોએ તેમના સઘળા હક છીનવી લીધા છે અને સ્વાર્થી મનોવૃત્તિથી તેઓને ગુલામગીરી આપેલી છે જેથી તેઓ ઘણી દીન અને હીન બની ગએલી છે; અને જંગલી સ્થિતિમાં રહી પોતાનો અવતાર પૂરો કરે છે.

માણસ જ્યારે જીંદગીરૂપી જંગલમાં મુસાફરી કરતાં ઘણી મુસીબતોથી દબાઈ જઈ થાકી જાય છે ત્યારે જો તેની ઓરત ઉત્તમ કેળવણી પામેલી હોય તો તે ત્યાં જ તાજો અને સુખી થઈ રહે છે. પરંતુ જો તેની સ્થિતિમાં ઓરત વગર ભણેલી હોય તો પોતાના પુરૂષના મનની સ્થિતિ પારખી નહિ શકવાને લીધે પોતાની જ કુથલી લઈ બેસે છે. “ મારે ફલાણું લુગડું નથી,

ને મારૂં પેલું ઘરેણું તમે સમું કરાવી આવ્યા નહિ." વગેરે ઘણી જાતની લપ લઈ બેસે છે. અને તેથી પુરૂષ કે જેણે પોતાની ઓરતને મૂર્ખી રાખવામાં જ શ્રેય માન્યું છે તે આ વખત બેબાકળો બની જાય છે, સામાં બટકાં ભરે છે અને પ્રહારની ધામધૂમ પણ વખતે થઈ પડે છે. "શુશ્રૂષાથી વિદ્યા મળે" એ નિયમ કમનસીબને લીધે સ્ત્રીઓના સંબંધમાં ખોટો પડેલો જોવામાં આવે છે. કારણકે તે પોતાના ધણીની આખી જીંદગી લગી સેવા કરે છે તોપણ તેવીને તેવી જ મૂર્ખી રહે છે અને તે મૂર્ખાઈનું ફળ પુરૂષને ભોગવવું પડે છે; તોપણ તેઓ સમજતા નથી.

સ્ત્રીઓને કેળવણી ન આપવી એ કાંઈ ઈશ્વરના ઘરનું નિર્માણ થયેલું નથી. શું ઈશ્વર પક્ષપાતી છે કે પુરૂષોને કેળવણી આપવામાં રાજી રહે અને સ્ત્રીઓને કેળવણી આપવાથી કરવાય? ઈશ્વરનો અભિપ્રાય સ્ત્રીઓને ભણાવવાનો ન હોત તો તેઓના શરીરમાં વાણી અને શ્રોત્ર ઈંદ્રિય કેમ રચત? જેમ પરમાત્માએ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, ચંદ્ર, સૂર્ય અને અન્ન વગેરે પદાર્થો સર્વને માટે બનાવ્યા છે તેમ મહાત્મા મુનિજનોએ પણ શાસ્ત્રો સર્વ લોકના ઉપકારને માટે જ બનાવ્યાં છે.

શ્રૌતસૂત્રમાં લખે છે કે **इदं मंत्रं पत्नी पठेत्**—" સ્ત્રીએ યજ્ઞમાં આ મંત્રનો પાઠ કરવો." સ્ત્રી જો વેદાદિકશાસ્ત્ર ન ભણી હોય તો યજ્ઞમાં સ્વરસહિત મંત્રોનું ઉચ્ચારણ કેમ કરી શકે? ભરતખંડની સ્ત્રીઓમાં ભૂષણરૂપ ગાર્ગી વગેરે સ્ત્રીઓ વેદાદિ શાસ્ત્રોને ભણીને પૂર્ણ વિદુષી થઈ હતી, એ વાત શતપથબ્રાહ્મણમાં સ્પષ્ટ લખી છે. આર્યાવર્તના રાજાઓની સ્ત્રીઓ ધનુર્વિદ્યા પણ સારી રીતે જાણતી હતી. જેથી કૈકયી વગેરે સ્ત્રીઓ પોતાના પતિને સંગ્રામમાં સહાયભૂત થતી હતી. વિદ્યા શિખ્યા વિના સત્યાસત્યનો નિર્ણય, પતિ વગેરેની સાથે અનુકૂળ રીતે વર્તવું, યથાયોગ્ય સંતાનોત્પત્તિ, તેનું પાલન પોષણ અને શિક્ષણ તથા ઘરનાં સર્વ કાર્ય જેવાં જોઈએ તેવાં કરવાં એ સઘળું કેમ બની શકે? વિદ્યાનું અધ્યયન કરવામાં સ્ત્રીઓને મતિહીન ગણી અપાત્ર કહેવામાં આવતી હોય તો તે પણ ચાલી શકે તેમ નથી; કારણ કે કશી કેળવણી નહિ આપ્યા છતાં જોશીશાસ્ત્રની સામે ડોશીશાસ્ત્ર ખડું છે,

જે ઉપરથી કહેવત નીકળી છે કે " સો જોશી અને એક ડોશી. " આ એક સ્ત્રીઓની તીવ્રબુદ્ધિને સાબીત કરનારી બાબત છે. સ્ત્રીઓ જ્યારે શરીર તથા ઘરના શણગારમાં ચાતુર્ય ધરાવે છે ત્યારે તે વિદ્યાથી મનને શણગારવામાં ચાતુર્ય કેમ ન ધરાવી શકે ? અને પોતાનો તથા પોતાનાં આશ્રિત બાળ બચ્ચાંઓનો વ્યવહાર કેમ ન સુધારી શકે ? કાંઈ શિખ્યા સિવાય પણ સ્ત્રીઓ ચાલતા વ્યવહારમાં કેટલી બધી ઉપયોગી થઈ પડે છે ? તેઓ જ્યારે બબ્બે માણું ( આઠ આઠ પાલી ) જેટલું દળણું પીસવાની મજુરીમાં, ભરવા, ગુંથવા તથા ચિત્ર કહાડવાં વગેરે ઝીણાં કામમાં અને રસોઈ બનાવવામાં ચતુર છે ત્યારે તેઓ બીજાં લોકોપયોગી સાર્વજનિક કામમાં કેમ પ્રવીણ ન થઈ શકે ? પણ હજુ ઓરતો પ્રયત્ન કરતી નથી; અને એકંડ જે એકાદ ઓરત પ્રયત્ન કરે છે તો તે ફતેહમંદ નિવડેલી છે અને નિવડે છે.

બીજા લોકોમાં ભેળાયા સિવાય વિચારો સુધરતા નથી તેથી તેવા સુધરેલા વિચારો સઘળી ઓરતો કરી શકતી નથી, અને જો કોઈ કરે છે તો તે વિચારોને તેનો ધણી પોતાના વિચાર તરીકે પ્રગટ કરે છે; કારણ કે મરદો પહેલાં કેળવાયા છે. જો સ્ત્રીમંડળ તમામ જૂદું રહ્યું હોત તો પોતાના સ્વતંત્ર વિચારો પ્રગટ કરી શકત. હાલ તો સઘળી ઓરતો મરદોની શિષ્યાઓ છે. ઓરતો પોતે જ નવી વિદ્યા કળા ઉત્પન્ન કરે તેને માટે ઘણો વખત જોઈએ. હરેકોઈ કામ ઉપર સંપૂર્ણ ધ્યાન ન અપાય ત્યાં સુધી તે કામમાં આગળ વધી શકાય નહિ. જેમકે ગાયન, વાદ્યવિદ્યા, ચિત્ર, કોતરકામ અને કવિતા ઓરતો શોખને માટે શિખે છે તથા પુરૂષો ધંધાને માટે શિખે છે. તેથી સ્ત્રીઓ પાછળ છે અને પુરૂષો આગળ વધેલા છે. પણ આથી કાંઈ એમ સિદ્ધ થતું નથી કે સ્ત્રીઓ બિલકુલ શિખી શકે જ નહિ. આથી તો ખરેખર એમ જ સાબીત થાય છે કે પુરૂષો જેટલી સગવડ જો સ્ત્રીઓને હોય તો તેઓ પુરૂષો કરતાં ઘણી જ આગળ વધી જાય; કારણ કે તેની બુદ્ધિ વધારે તીવ્ર છે. જેને હાલ જબરા દાબ નીચે બુઠી કરી નાખવામાં આવી છે, પણ જો તેવો અયોગ્ય દાબ નીકળી જાય તો તે બુદ્ધિ પાછી તેવીને તેવી જ તેજદાર બની રહે.

ઈશ્વર અંગ્રેજનું રાજ્ય કાયમ રાખો કે તેણે સ્ત્રીઓને પણ વિદ્યાદાન દેવા તરફ લક્ષ આપ્યું છે. જેને લીધે સ્ત્રીઓ હવે કાંઈ કાંઈ પોતાનું હિત અહિત સમજવા લાગી છે; અને જો પુરૂષો તેમની આડે ન આવે તો તેઓ ક્રમે ક્રમે પોતાના હક પણ સંભાળી શકે એવી યોગ્યતા મેળવતી જશે. કોનાથી કેવી રીતે વર્તવું તથા સંસારનું ગાડું કેમ ચલાવવું અને સત્યતા, સ્વધર્મ તથા પાતિવ્રત્ય એ વિષયોનું તેના અંતઃકરણ પર અજવાળું પડવા લાગ્યું છે. પણ જો સ્ત્રીઓને કેળવણીમાં જેટલી અને જેવી છૂટ જરૂરની છે તે પ્રમાણે આપવામાં આવે તો આર્યઘરસંસાર ઘણો તેજસ્વી દશામાં આવે અને ભરતખંડની અધમ અવસ્થા પણ બદલાઈ જઈ ઉત્તમ અવસ્થાને જોવાનો સમય આવે.

યુનાઇટેડસ્ટેટની સરકાર દરવર્ષે પોતાના દેશની પ્રજાની કેળવણી પાછળ ત્રીશ કરોડ રૂપીયા ખરચે છે અને ઇંગ્લંડની સરકાર ઊંચી કેળવણીનો ખરચ કરવા ઉપરાંત દરવર્ષે સાત કરોડ રૂપિયા માત્ર શરૂઆતની કેળવણી પાછળ ખરચે છે. ત્યારે આપણી હિંદુસ્તાનની સરકાર અઠયાશી લાખ રૂપિયા દેશી પ્રજામાં ઊંચી અને શરૂઆતની સઘળી કેળવણીનો ફેલાવો કરવા પાછળ ખરચે છે. હિંદુસ્તાનના પ્રમાણમાં ઇંગ્લંડમાં જે થોડી વસ્તી છે તે જોતાં હિંદની સરકારે પ્રજાની કેળવણી પાછળ વધારે રકમ ખરચવી જોઈએ ત્યારે ઉલટું તે ઓછી જ રકમ ખરચતી રહે છે. સુધરેલાં રાજ્યો પ્રજામાં કેળવણીનો ફેલાવો કરવાનું એટલું અગત્યનું સમજે છે કે ઇંગ્લંડમાં ગરીબ લોકોને બિલકુલ મફત કેળવણી આપવાનું ધોરણ ત્યાંની સરકારે ચાલુ કર્યું છે. હવે હિંદની પ્રજા તો ઇંગ્લંડની પ્રજા કરતાં બહુ મોટે પ્રકારે ગરીબ છે, તો આ દેશમાં લોકોને મફત કેળવણી આપવાનું ધોરણ દાખલ કરવાની બેશક વિશેષ અગત્યતા છે. ઇંગ્લાંડમાં સેંકડે ૧૭ માણસો ભણેલાં છે, યુનાઇટેડસ્ટેટમાં સેંકડે ૨૦ માણસ ભણેલાં છે અને હિંદમાં સેંકડે ૨ ભણેલાં અને ૯૮ અજ્ઞાન છે. આ કેવો અફસોસ ઉપજાવનારો મામલો છે ? હવે જે બે ટકા ભણેલ છે તેમાં સ્ત્રીઓનો કેટલે અંશે ભાગ હશે તેની અટકળ આપ સહેજે કરી શકશો કે કંઈ જ નહિ હોય અથવા હશે તો તે કંઈ નહિ જેવો જ હશે.

સભાસદો ! આપણા દેશની સ્ત્રીઓમાં વિદ્યાની આટલી બધી ખામી છે ત્યારે હવે વિચારો કે આર્યલોકોની અભણ ઓરતો પોતાનો ઘરસંસાર કેવી રીતે સુધારી શકે ? ગુણાગુણની, હિતાહિતની અને સારાસારની પરીક્ષા કેવી રીતે કરી શકે ? તથા પોતાના પતિને પણ દરેક કાર્યમાં કેવી રીતે ઉપ-યોગી થઈ પડે ? વિદ્યા વગર તે આંધળી જ[૧] છે. આંધળું માણસ દૈવયોગે સ-રખા રસ્તા પર ચાલ્યું જાય એવા દાખલા તો જવલે જ મળે પણ તે ખા-ડામાં અથડાઈ પડે એવા દાખલા તો સેંકડે નવાણું મળે, એ નિઃસંશય છે. માટે તેનું અને પોતાનું પણ હિત વિચારી તેને કેળવણીથી બેનસીબ ન રાખો એવી મારી છેવટની નમ્ર માગણી છે. સર્વશક્તિમાન્ ઈશ્વરના ચરણમાં પણ પ્રણામ પૂર્વક મારી એ જ પ્રાર્થના છે કે તે તમોને તેમ કરવા સુબુદ્ધિ આપે. તથાસ્તુ.

સરસ્વતીનું આ ભાષણ સાંભળી સર્વ કોઈ સુજ્ઞ સભાસદો તેને સર-સ્વતીનો જ અવતાર ગણવા લાગ્યા, અને તેના મુખની વાણી જેમ જેમ વ-ધારે સાંભળવામાં આવશે તેમ તેમ તેમાંથી ઘણું નવું નવું અગત્યનું મળશે, એમ સૌ કોઈના મનમાં સમજાવા લાગ્યું; અને તેથી સભાનાં અગ્ર-ગણ્ય સર્વ મનુષ્યોએ સરસ્વતીની પાસે ઘણા સત્કારપૂર્વક માગણી કરી કે આ ભાષણમાં જો કે તમોએ સ્ત્રીજાતિનું મહત્વ, ઉપયોગિત્વ તથા પુરૂષજાતિ કરતાં પણ વિશેષ ઉત્તમત્વ સિદ્ધ કરી આપ્યું છે તોપણ એ સંબંધે અમો વિશેષ વિસ્તારથી જાણવા આતુર છીએ, માટે બની શકે તો આવતા રવિવારને રોજ અહીં જ એ વિષે વ્યાખ્યાન આપો તો બહુ સારૂં. આ માગણીને સર-સ્વતીએ બહુ વિવેકપૂર્વક નિરભિમાનતાથી સ્વીકારી અને તે દિવસ આવતાં મોટા મેળાવડામાં તેણે નીચે પ્રમાણે ભાષણ કર્યું.

---

૧. अनेक संशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ।
सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यंध एव सः ॥

# પ્રકરણ ૩ જું.

## દિવસ ૫ મો.

### સરસ્વતીનું સ્ત્રીજાતિના ગૌરવ વિષે વ્યાખ્યાન.

પૃથ્વીમાં સ્વદેશ સાર છે, સ્વદેશમાં શહેર સાર છે, શહેરમાં ઘર સાર છે અને ઘરમાં ગૃહિણી સાર છે. આ સુગૃહિણીનું જે સુખ પોતાની શાંત ઝુંપડીમાં એક ગરીબ ખેડૂત લઈ શકે છે તે સુખ લક્ષાધિપતિ પણ લઈ શકતો નથી. "દુનિયામાં હું સર્વથી સુખી છું" એમ માનવાનું જો પુરૂષને એક પણ કારણ હોય તો તે તેની ભલી અને વફાદાર સ્ત્રી જ છે. ઘણા લોકોનું માનવું છે કે પૈસાદાર માણસો જ સુખી છે પણ આ વાત ખોટી છે. કારણ કે પૈસાવાળાને તો હજારો પ્રકારે આધિ, વ્યાધિ અને ઉપાધિ લાગેલી હોય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ખરા આનંદનો આધાર ગૃહસ્થિતિ ઉપર છે, અને ગૃહસ્થિતિનો ખરો આધાર સુગૃહિણી પર જ છે. વ્યાસ મુનિ લખે છે કે **न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ॥** "ઘર છે તે ઘર નથી પણ ખરું ઘર તો ઘરવાળી જ છે." પણ આવી સુગૃહિણીનાં સુખ ઘણા જ વિરલા અને ઈશ્વરીકૃપાના પાત્ર ધન્ય પુરૂષો જ મેળવી શકે છે. માર્કંડેયપુરાણમાં આવી સુગૃહિણીની આવશ્યકતા વિષે લખે છે કે:—

**धर्मार्थकामसंसिद्धयै भार्या भर्तुः सहायिनी ।**
**देवतापितृभृत्यानामातिथीनां च पूजनम् ॥**
**न पुंभिः शक्यते कर्तुमृते भार्यां नृपात्मज ।**
**प्राप्तोऽपि चार्थो मनुजैरानीतोऽपि निजं गृहम् ॥**
**क्षयमेति विना भार्याम् ।**

"ધર્મ, અર્થ અને કામ વગેરે સારી રીતે સિદ્ધ થવા માટે સ્ત્રી પોતાના પતિને સહાય કરનારી છે. દેવતા, પિતૃઓ, અતિથિ અને નોકરો

વગેરેનો તેમના દરજ્જા મુજબ સત્કાર કરવો. એ સ્ત્રી વગર પુરૂષ એકલાથી બની શકતું નથી; તેમજ પુરૂષ સમૃદ્ધિ પેદા કરે અને પોતાને ઘેર લાવે પણ જો સ્ત્રી ન હોય તો તે સઘળી સમૃદ્ધિ થોડા વખતમાં નાશ પામી જાય છે." આવી રીતે પોતાના પતિને ઉમદા આશ્રય આપનાર સ્ત્રીજાતિને અબળા એવું નામ આપનારા હાલના પુરૂષો ખરેખર ભૂલ ખાય છે. અબળા નામથી ઓળખાતી સ્ત્રીજાતિએ ઘણી વખત ઘણા કામમાં અને અનેક પ્રસંગે પોતાનું સબળાપણું સિદ્ધ કરી આપ્યું છે, અને તેથી અબળા એ શબ્દનો મૂળ અર્થ[1] **नास्ति अधिकं बलं यस्याः सा अबला ।** "જેનાથી બીજા કોઇનું અધિક બળ નથી તે અબળા," આ પ્રમાણે છે. પણ પાછળના અહંમાની પુરૂષોએ સ્ત્રીજાતિને પોતાના કરતાં અધિકતા ભોગવતી જોઇ ઇર્ષ્યાને લીધે અબળા શબ્દનો બળવગરની એવો વિપરીત અર્થ કરેલો છે. જેને હાલના પુરૂષો ચાલતા અર્થ પ્રમાણે અબળા ગણે છે તેણે દુનિયાને અત્યુપયોગી થવામાં પોતાનું કેટલું સબળાપણું બતાવ્યું છે તે જો તેમના ધ્યાનમાં આવે તો અવશ્ય તેઓને પોતાનો વિચાર ફેરવવો પડે.

હિંમત તથા જરૂરને વખતે લડાયકપણાના ગુણનું આધાન કરનાર સ્ત્રીજાતિ જ છે. સ્ત્રીઓને ખુશ કરવાની ઇચ્છા જ, પુરૂષોના હિંમત તથા જરૂરીને વખતે લડાયકપણાના ગુણને વધારનાર થઇ પડે છે. ઉત્તમ સ્ત્રીઓ પોતાના બોધક જીવનચરિત્રથી દુનિયાને જેવી તેજસ્વી અને અલંકૃત બનાવે છે તેવી તેજસ્વી અને અલંકૃત તે, બીજા કોઇ પણ ઉપાયથી બની શકતી નથી. પુનીત સ્ત્રીઓ પોતાના મરણ પછી પણ પોતાના અસરકારક જીવનચરિત્રના પ્રભાવથી યુગો પર્યંત દીવાદાંડીની પેઠે જગતને ઉપયોગી થઇ પડે છે. કેવી ઉત્તમતા ! ચંદનલતા તો બળતાં બળતાં જ સુવાસ આપતી જાય છે; પરંતુ સ્ત્રીઓ તો બળી ગયા પછી પણ લાખો વર્ષ સુધી પોતાની સુવાસથી દુનિયાને આહ્લાદિત કરે છે. વ્યવહારમાં પણ જો તમે જોશો તો સ્પષ્ટ દેખાઇ

---

१. **तत्साद्दश्यमभावश्च तदन्यत्वं तदल्पता ।**
**अप्राशस्त्यं विरोधश्च नञर्थाः षट् प्रकीर्तिताः ॥**

...કે પુરૂષ છુટોછાંટ હોય તો તેનો કોઈ ભાવ પૂછતું નથી તેમ તેને ઘેર કોઈ વિશેષે જતું આવતું પણ નથી, અને તેને સારા પાડોશમાં ઘર પણ મળતું નથી. બીજી વાત તો એક બાજુ રહી પણ આપણે જેને ઈશ્વરાવતાર તરીકે માનીએ છીએ એ રામચંદ્રને પણ સીતા વગરના જાણી અગસ્ત્યમુનિએ તેનાં દર્શન લીધાં નહોતાં. રાવણ જ્યારે ગુણિયલ સ્ત્રી સીતાને લઈ ગયો ત્યારે “ હે પ્રિયા ! હે જનકતનયા ! હે ગુણસરિતા સીતા !” એવાં હૃદયભેદક સંબોધનોથી પોકારી રામ સઘળા અરણ્યમાં રડતા રડતા ફરવા લાગ્યા હતા. આ સઘળું સ્ત્રીની આવશ્યકતા વગર બીજું શું સૂચવે છે ?

જંજાળ ભરેલા ખટલામાં પુરૂષની આપદા ઓછી કરનાર સ્ત્રી જ છે. પરણેલો અને વગર પરણેલો આ બન્ને પુરૂષો એકજ વખતે પાયમાલ થયા હોય તો તેમાં પરણેલો પુરૂષ વહેલો આબાદીમાં આવશે. કારણકે તેને દુઃખમાં દિલાસો આપનાર અને દરેક વ્યવહારના પ્રસંગોમાં ઉમદા મદદ કરનાર સ્ત્રી તેની પાસે હાજર રહેલી હોય છે અને પુરૂષને ઉત્સાહ આપે છે, તથા તેને ખુશી રાખવા ઘણા ઉમંગથી પ્રયત્ન આદરે છે, જેથી પુરૂષ થોડા વખતમાં પોતાની ધારેલી મુરાદ પાર પાડવા સમર્થ થાય છે. અને વગર પરણેલો પુરૂષ વિપત્તિની વેળામાં હું એકલો પડયો છું, મારા પર પ્યાર રાખનાર કોઈ નથી, મારે કયાં જવું ? કેમ કરવું અને કોને પૂછવું વગેરે નાસીપાસી ભરેલા વિચારો કરી અનુત્સાહના વમળમાં પડી વધારે વધારે હીન સ્થિતિએ પહોંચતો જાય છે.

આપણો જૂનો ઇતિહાસ તપાસતાં પોતાના પ્રાણનાથના પ્રાણ બચાવવા સાવિત્રીએ જેમ યમપુરીના માર્ગમાં યમરાજની પાછળ ઘણે દૂર જઈ અને ઘણી મુસીબત વેઠી પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી યમરાજ પાસેથી બીજાં પણ કેટલાંએક વરદાનો મેળવી પોતાનું સૌભાગ્ય પાછું મેળવ્યું હતું તેમ પુરૂષોમાં આજદિન લગી કોઈએ પોતાના એકપત્નીવ્રતના પ્રભાવથી પ્રિયાના પ્રાણ બચાવ્યા હોય એવો એક પણ દાખલો મળતો નથી, અને તેવો પ્રયત્ન કરી કોઈ પણ યમરાજની પાછળ હિંમત અને બહાદુરીથી ચાલ્યો હોય એવું શ્રવણ પણ કોઈ જગોએ થતું નથી.

સ્ત્રીનાં મધુર વચનો પુરૂષના અંતઃકરણને ઉદાસીનતાથી મુક્ત કરી સુખની ટોચ પર દાખલ કરે છે. આ સંસારસમુદ્રમાં ગૃહસ્થાશ્રમરૂપ વહાણને સલામતી ભરેલી રીતે ચલાવવામાં સ્ત્રીની સલાહ એ જ પુરૂષને મોટી સહાયકારક થઈ પડે છે. કોઈ વાર અનેક જાતની વિપત્તિઓરૂપ ખરાબાઓમાં જ્યારે તે વહાણ અફળાઈ પડે છે ત્યારે પણ સ્ત્રીના તરફથી મળતો દિલાસો જ પુરૂષના વહાણને તેમાંથી સલામતપણે બહાર કહાડી રસ્તે ચડાવવા શક્તિમાન થાય છે. ચિતા બરોબર ગણાતી ચિંતા ચતુર પત્નીનાં પ્રેમવચનોથી દૂર થાય છે અને કાળપાશમાં ફસાવનારી ફિકર તેની મીઠી નજરથી નાસી જાય છે.

પ્રાણનાથના જખમી થયેલા અંતઃકરણને ધીરજ આપનાર, મંદવાડના વખતમાં મધુર શબ્દોથી ઔષધની ગરજ સારનાર, સર્વ પ્રકારના સંતાપથી મુક્ત કરનાર, અણીને વખતે ઉગારનાર, સ્વામીની આબરૂને ધક્કો ન લાગે તેવી સંભાળ રાખનાર, સંસારસમુદ્રમાં સહાય કરનાર, ગૃહરાજ્યમાં પ્રધાન રૂપ, વિપત્તિના વમળમાંથી બહાર કહાડનાર, ધૈર્ય, ચાતુર્ય અને મનની મોટાઇ વગેરે સદ્ગુણોથી પુરૂષના અંતઃકરણને વશ રાખનાર, સુખદુઃખની ભાગીદાર તથા અનેક જાતના વ્યાવહારિક પ્રપંચોથી થાકી ગયેલા ગૃહસ્વામીને વિશ્રાંતિનું સુખ આપનાર સ્ત્રી સિવાય બીજું કોઈ પણ નથી, અને તેથી જ તે આ સંસારસાગરનાં સંકટોમાંથી ઉદ્ધાર કરનારી ગણાય છે.

વ્યવહારના વિવિધ પ્રપંચોથી થાકી ગયેલી પુરૂષની વૃત્તિને તાજી કરીને ઉન્નતિના કાર્યમાં પુનઃ યોજના કરનાર અને અદ્ભુત આકર્ષણશક્તિવાળી મોટા મનની માનિનીની અસર ગમે તેવી નઠારી ચાલના પુરૂષને પણ પ્રમાણિક અને માન આપવા યોગ્ય બનાવે છે. **પત્ની** એ શબ્દની વ્યુત્પત્તિ જ સૂચવી આપે છે કે તેનામાં પતિને સન્માર્ગે ચલાવવાની અપૂર્વ સત્તા રહેલી છે. આમ છતાં કેટલાએક પુરૂષોને ઘણા દહાડાના કુસંસ્કારથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયેલી અનાદરબુદ્ધિને લીધે પોતાની પત્ની તરફથી થતા કલ્યાણકારક યત્નની ઉત્તમ અસર જોઈએ તેવી થતી નથી; તોપણ સારી સ્ત્રીઓ પોતાના પતિ વિષે લોકોમાં હલકો વિચાર ન બંધાય તેને માટે વિ-

શેષ પ્રયત્ન કરતી રહે છે. કારણ પુરૂષો કરતાં સ્ત્રીઓ લોકાપવાદથી ઘણી જ ડરે છે. પરંતુ નિર્લજ્જ પુરૂષોએ સ્ત્રીના આ સદ્ગુણને બીકણપણામાં ગણી કહાડી તેનું **भीरु** એવું નામ પાડી દીધેલું છે.

ઘણી જ સૂક્ષ્મદૃષ્ટિથી વિચારીએ તો પુરૂષો કરતાં સ્ત્રીજાતિની અસર કોઈ વિચિત્ર પ્રકારની જ જોવામાં આવે છે. સ્ત્રીની અસરથી જ ઘણા ઉદ્ધત પુરૂષો નમ્ર થયા છે તથા ઘણા લડાયક પ્રકૃતિવાળા પુરૂષોએ પણ લડાઈ કર્યા વિના કજીઆ ચૂકવવાની રીત શોધી કહાડી છે. આ ઉપરથી સમજાય છે કે સ્ત્રીઓ નીતિશાસ્ત્રને ટકાવનારી છે. સ્ત્રીની અસરથી હુલ્લડખોરોની હુલ્લડાઈનો જેમ નાશ થાય છે તેમ તે જ અંકુર વગરના પુરૂષોમાં તેજસ્વી ગુણનું આરોપણ કરનાર પણ સ્ત્રીઓ જ છે. વળી સ્વયંવરમંડપમાં સ્ત્રીનું દિલ પોતા તરફ ખેંચવા માટે પરાક્રમ દેખાડવાની અને પાંડિત્ય પ્રકાશવાની જરૂર પડે છે. આ ઉપરથી પણ સમજાય છે કે આવા સદ્ગુણોના બીજનું આરોપણ કરનાર સ્ત્રીજાતિ જ છે. આવાં કારણોને લીધે શાસ્ત્રોમાં સ્ત્રીઓને **देवी** અને **महादेवी** એવા મોટા પદથી બોલાવેલી છે.

લક્ષ્મી કરતાં લાખગણું વધારે સુખ દેનારી સ્ત્રીની મહત્તા આટલા ઉપરથી જો તમોને ન સમજાતી હોય તો તમે એક અતિ ઉત્તમ બાગમાં રહો અને ત્યાં તમને અતિ મૂલ્યવાન અનેક ચિત્રવિચિત્ર પદાર્થો જેવા કે ગાડી, ઘોડા, રથ, પાલખી, હાથી, ઉંટ, સૈન્ય અને સેવક સમુદાય સોંપીએ કે જેઓ તમારા મુખ બહાર શબ્દ નીકળતાં જ એકદમ તમારો હુકમ માથા પર ઉઠાવી લે. આવા રાજવૈભવ આપી તેમાં તમને ફકત સ્ત્રી વગરના જ રહેવા દઈએ તો તમારા આ સઘળા વૈભવનું સ્થાન તમને કેવળ સ્મશાન જેવું થઈ પડશે, પંચપકવાનની સામગ્રી ઝેર જેવો કડવો સ્વાદ આપશે, ઉમદાં વસ્ત્રો અને રત્નજડિત અલંકારો સર્પના શરીર જેવા અપ્રિય થઈ પડશે, અને તમે એક ભૂતસરખા બ્હાવરા બની જશો. તે સમયમાં તમારી પાસે આકાશમાંથી ઉતરી કોઈ દેવ ઉભો રહેશે તોપણ તે તમને અળખામણો થઈ પડશે. સંસા-

રમાં રમણીય[1] રમણી સિવાય સઘળું શૂન્ય જ છે.

પ્રેમાળ પત્ની તરફથી મળતું સુખ એ સર્વ સુખોમાં શિરોમણી ગણાય છે. કુટુંબરાજ્ય પર રાણીપદ ભોગવનારી સુશીલ સુંદરી પુરૂષને ઈશ્વર તરફની ઉત્તમમાં ઉત્તમ બક્ષીસરૂપ છે. તેનો પ્રેમ સઘળી જાતના પ્રેમની સીમા છે. સઘળાં ઉત્તમ વાદિત્રોના ચિત્તાકર્ષક સુર કરતાં તેનો મીઠાશ ભરેલો સ્વર અંતઃકરણમાં કોઈ અલૌકિક અસર કરે છે. તેનું નિર્મળ મંદહાસ્ય એ પુરૂષનું ખરેખરૂં ભાગ્યશાળીપણું છે. તેના કરકમળ એ પુરૂષની નિર્ભયતાનો કોટ છે, અને તેનું હૃદય એ પુરૂષને નિશ્ચિંતપણે નિદ્રા આપનાર કુમળું ઓશીકું છે.

સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના એટલે સુખ દુઃખમાં પુરૂષની સાથે જ રહેનારી અને તેમાં ભાગ લેનારી ગણાય છે, અને તેથી જ તેને આ ભયાનક પરિતાપવાળી ભવાટવીની અંદર વિશ્રાંતિ આપી શીતળતા ઉપજાવનાર કલ્પવૃક્ષની ઘટા સરખી ગણવી જોઈએ.[2] સદ્‌ગુણરૂપ રત્નોથી સુશોભિત સુંદરી અલૌકિક જવાહીરની પેટી જેવી છે, અને તેથી તે પુરૂષને સમૃદ્ધિવાળો અને ઈશ્વરી દરબારમાં ખરો ધનવાન ગણાવાની યોગ્યતાવાળો કરે છે. સંસારમાં

---

१. **संपन्न रमणी शीलसंपन्नरमणीं विना ।**
**इत्यूढवान्नरमणी रमणीं रुक्मिणीं हरिः ॥**

શીલસંપન્ન રમણી વગર સંપત્તિ રમણીય નથી એમ ધારીને જ નરમણિ નારાયણ રૂકિમણી રમણીને પરણ્યા. વળી **सर्वत्र दयिताधीनं सुव्यक्तं रमणीयकम् ॥** રમણીયપણું સર્વ સ્થળે સ્પષ્ટ રીતે સ્ત્રીજાતિને જ આધીન છે. **કવિરાજ ભટ્ટિ.**

२. **स्निग्धा कुलीना महती गृहिणी तापहारिणी तरुच्छायेव मार्गस्था पुण्यैः कस्यापि लभ्यते. सोमदेवभट्ट.**

સ્નિગ્ધ ( ઘાટી અને શીતલ ) કુલીન ( પૃથ્વીપર લીન થયેલી ), મોટી તાપને હરનારી અને માર્ગમાં રહેલી વૃક્ષચ્છાયા સરખી સ્નિગ્ધ, ( સ્નેહાળ ) કુલીન, મોટી ( મોટા મનવાળી ) પરિતાપને હરનારી માર્ગમાં રહેલી અર્થાત્ નીતિવાળી ગૃહિણી કોઈકને જ પુણ્યોથી મળે છે.

સુખ અને સદ્‌ગુણની વૃદ્ધિ કરવા સારૂ જ તેનો જન્મ છે. સઘળાં સુખોનું મૂળ સ્ત્રી છે અને સ્ત્રી પતિપ્રેમને જ પોતાનું ખરૂં સુખ ગણે છે. ગૃહિણીનો અપ્રતિમ પ્રેમ અને કૃતજ્ઞપણાનો દાખલો જોવો હોય તો તેઓ પતિની પાછળ પોતાના પ્યારા પ્રાણને કુરબાન કરી ધગધગતા અગ્નિની ચિતામાં પોતાનું શરીર હોમી દેતી હતી. પણ આજ સુધીમાં કોઈ પુરૂષ સતો થયો હોય એવો દાખલો જોવામાં કે સાંભળવામાં આવતો નથી. આ સઘળા ઉપરથી સ્ત્રીજાતિની આવશ્યકતા, મહત્તા, યોગ્યતા, પૂજ્યતા, પવિત્રતા, રમણીયતા, ઉદ્ધારકતા, ચતુરતા, મધુરતા, સુશીલતા, સરલતા, આહ્‌લાદકતા અને વત્સલતા વગેરે સ્પષ્ટરીતે જણાઈ રહે છે.

પુરૂષો ! સ્ત્રીઓ સંસારમાં નિરંતર નાના પ્રકારનાં કષ્ટો અને ભૂખ સહન કરી એક તમારા મધુર શબ્દની જ ભૂખી છે. તમે કમાઈ કરી લાવનાર પણ તેની તમામ વ્યવસ્થા કરી તમારી મરજી પ્રમાણે ચાલી સર્વદા તમારૂં અરધું વચન નીકળતાં તે શિર પર ચડાવી લોહીનું પાણી થતાં સુધી કષ્ટ વેઠી તમારા મુખડા સામે જોય છે ત્યારે તમે જરા મીઠી નજરથી તેની સામે જોઈ હસી દાંતખીલી ઉઘાડો તો તેને એ આનંદ આગળ ત્રિભુવન પણ નાનું જણાશે, અને કષ્ટનો બોજો સઘળો ઉંચકી લઈ નવાં નવાં કામ શિખવામાં અને કરવામાં ઉલ્લાસ રાખશે. કારણ કે **अमृतं स्वामिगौरवम्** સ્ત્રીને સ્વામી તરફથી મળતું માન એ જ અમૃત છે. તેણીએ એકાદ શીવણકામ કે સારૂં પકવાન્ન તયાર કરી તમને દેખાડયું હોય તે વખતે વાહ, શાબાસ, આ તેં કર્યું ? આટલી બધી મહેનત કરીશ નહિ, તારી પીઠ અને ડોળા દુઃખતા હશે. સુખેથી રહે. આવાં વચનો કહેશો અથવા તમારા સ્નેહીમંડળમાં કે મિત્રપાસે “હું મોટો નસીબવાન છું, મને ઘરની કશી ચિંતા નથી, મારા ઘરવાળી સરખી બીજી મળવી મુસ્કેલ છે,” આવા મમતાના શબ્દો કહી તેના કાન પર પાડશો તો તે તમારા તરફથી પૂર્વકાળમાં પડેલી ઢીંકાપાટુ, ગાળો અને બીજું પણ સઘળું કષ્ટ એકદમ વીસરી જઈ “આજ મારા સરખી પૃથ્વીની પીઠ પર બીજી કોઈ ભાગ્યશાળી નથી,” એમ માની તેનું અંતઃકરણ સગદગદ થશે. તે તમારી આટલી નાની સરખી

પ્રીતિને માટે આતુર રહે છે,[૧] અને તમે તેને એક પશુની માફક અધમ અને અનાદરણીય ગણો છો.

દુઃખની ધમધોકાર હાજરી અને સુખની કેવળ ગેરહાજરીમાં તમારી સાથે નિમકહલાલીથી એક સરખી રીતે વર્તનારી, જીવલેણોની જીવલેનારી દરેક ડરામણીમાં પણ પળમાં આસાએશ આપનારી, લેણદારોના ડરની નાસાનાસમાં સ્થિરતાથી કામ લેનારી, સુખશાંતિ આપનારી, સલાહસંપ જાળવનારી, સંતોષનું સ્થાન, સુખમાં ઉમેરો કરનારી, પુરૂષના ભયંકર જુસ્સાને નરમ પાડનારી, સેવામાં હાજર રહેનારી, ભરતારનું જીવતું સ્વર્ગ, બુદ્ધિમાં ચંચળ, તમારાં ઘર બહારનાં કાર્યોને ઉત્તેજન આપનાર, હૃદયાલ્હાદક નમ્રગુણોથી ભરેલી, મન્વાદિ મહાત્માઓએ પૂજ્ય અને સત્કાર યોગ્ય[૨] ગણેલી, આ લોક અને

---

१. परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसंतः संति संतः कियंतः ॥

२. पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥
यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यंते सर्वास्तत्राफलाः क्रियाः
शोचंति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचंति तु यत्रैते वर्द्धता तद्धि सर्वदा ॥
जामयो यानि गेहानि शपंत्यप्रतिपूजिताः ।
तानि कृत्या हतानीव विनश्यंति समंततः ॥
तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥

मनु, अ. ३ जो श्लो. ૫૫–૫૬–૫૭–૫૮–૫૯.

ઘણાં કલ્યાણની ઇચ્છાવાળા પિતા, ભાઈ, પતિ અને દેર વગેરેએ સ્ત્રીઓનો સત્કાર કરવો તથા અલંકારોથી તેઓને અલંકૃત રાખવી. જ્યાં સ્ત્રીઓનું માન જળવાય છે ત્યાં જ સઘળા દેવતાઓ આનંદથી રહે છે અને જ્યાં

પર લોકનાં સઘળાં કલ્યાણોનો આધાર, પતિ, સગાંસંબંધી અને સંતાનનો મુખ્ય આશ્રય, પુરૂષની જીંદગી સાથે ઘણો નજીકનો અને નિરંતર મજબૂત સંબંધ ધરાવનારી, શીલ જાળવવાની બાબતમાં પુરૂષો કરતાં ઘણે દરજ્જે વખાણવા લાયક, અસાર સંસારમાં સારરૂપ, વનમાં પણ ભવનસરખું સુખ આપનારી, ચાંદનીની પેઠે નેત્રને આનંદ આપનારી, સંપત્તિને પણ શોભાવનારી, સ્મરણમાત્રથી પણ આનંદ આપનારી, લજ્જારૂપ અપૂર્વ આભૂષણથી સર્વદા સુશોભિત, મૃતદશાએ પહોચેલ મનને સજીવન કરવામાં અમૃતવલ્લી સરખી, હસમુખી, રમણીય વસ્તુની સીમા, મીઠાં વચનોથી અમૃત વગેરે મધુર પદાર્થોનું વિસ્મરણ કરાવનારી, દહન થતાં દિલને શાંતિ આપનાર, ગૃહસ્થાશ્રમનું ભૂષણ, પુરૂષના જીવનને રસમય બનાવનાર, છાયાની પેઠે સ્વામીને અનુસરનારી, સ્નેહાળ સખીની પેઠે પુરૂષનું હિત કરનારી, સ્વામીના સુખને માટે જીવન અર્પણ કરનારી, ગમે તેવી સ્થિતિમાં પણ પતિતરફ અનાદરબુદ્ધિ નહિ રાખનારી, પતિના વિયોગમાં પ્રેમને લીધે મરણદશાએ પહોંચનારી, પ્રાણાંત પર્યંત પણ શીલભંગ નહિ કરનારી[1], દયા અને પ્રેમને લીધે કોમળ અંતઃક-

---

તેઓનું માન જળવાતું નથી ત્યાં સઘળી સારી ક્રિયાઓ નિષ્ફળ થાય છે. જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થાય છે તે કુળ તરત નાશ પામે છે અને જે કુળમાં તે દુઃખી નથી થતી તે કુળ સર્વદા અભિવૃદ્ધિને પામતું જાય છે. સત્કાર ન થવાને લીધે જે ઘરમાં જે સ્ત્રીઓ શાપ આપે છે તે ઘર કૃત્યાથી હણાયેલ હોય તેમ દરેક રીતે પાયમાલ થઈ જાય છે એટલા માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષોએ હમેશાં અને વિશેષેકરી ઉત્સવપ્રસંગોમાં ઘરેણાં, લુગડાં અને ભોજન વગેરેથી તેનો અવશ્ય સત્કાર કરવો જોઇએ.

૧. તા. ૨૫–૪–૯૧ ને રોજ મુંબઈ યુનિવર્સીટીના હસ્તકના રાજબાઈ ટાવર પરથી મી૦ અરદેશરની ધણીયાણી બચુબાઇ અને મી૦ સોરાબજીની ધણીયાણી પીરોજબાઈ નામની નણંદ ભોજાઇ, એ ટાવરના બીજા મજલાની ઉત્તર દિશા તરફની કાચની બારીમાંથી સત્તાણુ ફીટની ઉંચાઈ પરથી પોતાનું શીલ સાચવવા ખાતર નીચે કુદી પડી પ્રાણમુક્ત થઈ હતી. પ્રથમ એક અને પાંચેક મિનિટ પછી બીજી પડી હતી. જેમાંથી એક તો તરત જ મરણ

રણવાળી ચિંતાનું વાદળ હઠાવનારી, ઉદ્વેગના પોકારને મટાડનારી, વ્યવહારમાં સાચા ભોમીયાસરખી, સંતાનને આનંદની સાથે બોધ દેનારી તથા બુદ્ધિથી જ મનને તેજસ્વી કરનારી અને બીજા પણ અનેક સદ્‌ગુણોથી ભરપૂર સ્ત્રી ઉપર તમે નાના પ્રકારના દોષ દઈ મહા દ્વેષ પ્રકટ કરો છો તેમાં તમને લા જ થતી નથી. જે તમારૂં અર્ધાંગ છે તેને મૂર્ખ, સાહસી, અવિચારી, ફુવડ, રાંડ અને ચંડી એવાં નિંદ્યવિશેષણો[1] આપો છો અને તેની નિંદાનો ડંકો ઠોકો છો તથા જ્યાં ત્યાં પોતાની ચડતી કમાન કરો છો અને પોતાના ગુણનાંજ બાંકાં ફુંકો છો. આ શું તમારી યોગ્યતા ગણાય છે. આમ કરી તમે સંસારનું સુખ અને લ્હાવો લેવા ઇચ્છો છો. આ કેવું ડહાપણ ! સ્ત્રી-

---

પામી હતી, અને બીજી ગોકળદાસ તેજપાળની હોસ્પીટલમાં લઈ જતાં અધવચ મરણ પામી હતી. બન્ને કંઈ પણ બોલવા પામી ન હતી. આ ખીલતી વયની સુંદરીઓએ પોતાનાં પ્યારાં પ્રાણને જતાં કીધાં તેનું કારણ ફક્ત શીલસંરક્ષણ જ છે. તેઓ નીચે પડી તે વખત લોહીલુહાણ થઈ રહી હતી. ઉપરથી પડતાં અધવચ ટેલીફોનનું દોરડું પણ તુટી પડયું હતું. આ બન્ને સુંદરીઓને પોતાનાં સાસરીયાં કે પિયર તરફનું કંઈ પણ દુઃખ નહિ હતું કે જેથી આવો બનાવ બનવા પામે. આ ઉપરથી કોઈ દુષ્ટે બલાત્કારની પેરવી કરી હોય એમ જ અનુમાન ખરૂં ઠર્યું હતું. કારણ કે બલાત્કાર કરનારે તેમની સાથે કરેલી ખેંચતાણ તેમના શરીર પર થયેલા નખોરીયાં વગેરેથી જણાતી હતી. વળી બારી ઘણી ઉંચે હોવાથી તેમાં અજાણતાં પગ મૂકાતાં પડી જવાય એમ પણ ન હતું. એ તો જ્યારે ચાહીને કૂદી પડવાનું કરે ત્યારે જ બહાર પડાય એમ હતું. શીલ સાચવવા ખાતર સ્ત્રીઓ કેટલી બધી ચુસ્ત હોય છે એ આ આર્ય સ્ત્રીઓને ધડો લેવા લાયક દાખલા પરથી ચોખ્ખી રીતે જણાઈ રહે છે. પુરૂષમાં આવો દાખલો શું કોઈ કાળે પણ મળી શકશે !

१. जाया वा स्याज्जनित्री वा संभवः स्त्रीकृतो नृणाम् ।
हे कृतघ्नास्तयोर्निंदां कुर्वतां वः कुतः सुखम् ॥

वराहमिहिरः

ઓના દોષ બોલીને તમે તમારી ઉત્તમતા સિદ્ધ કરવા ચાહો છો એ શું તમારી થોડી અસભ્યતા છે ?

સ્ત્રીઓને કયાંય નહિ જવું આવવું, આવા પાયા ચણી દેવામાં તમે જે એકતરફીપણું અગર સ્વાર્થ બતાવ્યો છે તે ખરેખર અસહ્ય છે. એ સ્વાર્થ તમારા દ્વેષીપણાની સાથે મૂર્ખતાને પણ પ્રકટ કરે છે કે જેની સાથે તમારે તમારો ભવ ઘણા નજદીકના ઘાડા સંબંધથી પૂરો કરવાનો છે, તેના-માં શાહાણપણ દાખલ થવાનું બારૂં તમે બંધ કરી દીધું છે. જાહેર સભા-જમાં કે ઉત્તમ વર્ગની સ્ત્રીઓની મંડળીમાં તેનાથી જાહેર રીતે જઈ શકાય નહીં. કદી બહુ થાય તો સરખે સરખી અજ્ઞાન સ્ત્રીઓ સાથે મળી ઘરને ખૂ-ણે નાતજાતની કે સગાં સંબંધીની અથવા નમાલી ધૂળપાપ જેવી કુથલીઓ કર્યાં કરે અને કોઈ જરા બોલતાં ચૂકે તો ઉમકા ચુમકા બોલી પ્રથમની હા-સ્યવિનોદની વાતો વિસરી જઈ કજીયો કરી ઉઠે. આવા મંડળમાં તમે તેને જવાની છુટ આપો તેમાં તેનું અને તમારૂં પણ શું ઉકળે ? આમાં તેને જ્ઞાન કયાંથી મળે ? આવા પ્રસંગમાં તેને ડહાપણનો લાભ કયાંથી મળે ? આવી જગોએ તેની વિચારશક્તિ કયાંથી ખીલે ? આવા અંધારામાં તેના પર સમજનો પ્રકાશ કયાંથી પડે ? આવી ધમચકરમાં તેનું મગજ સદ્‌ગુણી ખોરાક મેળવવા કયાંથી ભાગ્યશાળી બને? અને આવી ઊંધી–નકામી છૂટથી તેનો દહાડો કેવી રીતે વળે ?

પડદામાં પડી રહેવાના જુલમી ધારાથી આર્ય સ્ત્રીઓમાં રહેલ ધૈર્ય, શૂર-ત્વ, મહત્વ, ગાંભીર્ય, ઉચ્ચપ્રજ્ઞા તથા વિવેક વગેરે સદ્‌ગુણોનો ઝરો સુકાઈ જાય છે. તેમની તીક્ષ્ણ અને અચળ બુદ્ધિ કટાઇ જાય છે; તેમના મનમાં ઇશ્વિરના હાથથી રોપાયેલા સુખપ્રદ બીજો એમને એમ અંદર જ નાશ પામી જાય છે, અને ટૂંકામાં જે જે સારાપણું છે તે સઘળું વણસી જાય છે. ઝાડ છાયામાં ઉછરતું નથી અને ઉછરે છે તો તે નિસ્તેજ, સત્તાવગરનું અને પીળા ડોડા જેવું થાય છે. તેમજ પુરૂષની ફરજીઆત છાયા નીચે રહેનારી નારી પણ શૂર વગરની, કુદરતી તેજથી રહિત, નિર્બળ, બીકણ, રોગી, પરાયા ભાગ્ય પર જીવનારી અને એક જંગલીના જેવી જડ પ્રકૃતિની બની જાય છે.

આ શું ઓછી દિલગીરી? આ કોનો દોષ? આ કોની ભૂલનું પરિણામ? તેના ઉત્તમ નામોને એક બાજુ રાખી ખરાબ નામોથી તેને બોલાવવી, તેના ઉત્તમ ગુણોને ઢાંકી દઈ તેના દોષનો જ પોકાર કરવો તથા પોતાના દોષોને ઢાંકી સસલાનાં શીંગડાં સરખા પોતાના ગુણોને જાહેર ગાવા આમાં તમારી કેવી સરસાઈ ગણાય? એ વિષે કંઈ સમજાવવું પડે તેવું નથી, કારણ કે સ્પષ્ટ જણાઇ રહે છે. છિદ્રશોધક બની સમગ્ર સ્ત્રીઓને વગોવવી એ કાંઈ પંડિતાઈ નથી.[1] સ્ત્રીઓનો ઘણો ભાગ, દુઃખની કસોટીપર ચડી પોતે સોટચનું સોનું છે એવી સાબીતી જગજાહેર કરી ગયેલ છે છતાં તેને પીતળ પીતળ જ ગાયા કરવું એ વાજબી નથી. પોતાના ચિત્તને નિયમમાં રાખવું વગેરે સદ્‌ગુણોથી પવિત્રતાનું ખરૂં પાત્ર તો સ્ત્રીઓ જ છે. જે વિશેષ સંભાળથી ચાલે તેના પર નિંદાનો મારો ચલવતા જવો અને જેઓ જાહેર રીતે પોતાની મરજી મુજબ ઉદ્ધતપણે વર્તે તેનો ખોટો બચાવ કરવો આ બાબત એક સાધારણ અક્કલથી પણ કેટલી બધી ઉલટી છે? સ્ત્રીઓ કે જેઓ શીલભંગથી હમેશાં ભય પામતી રહે છે તેના ઉપર ખોટી શંકાઓ ઉપરાઉપર કરતા જવી અને પુરૂષો કે જેઓ શીલભંગ કરીને પણ છાતી કહાડી ચાલે છે છતાં "નર તો ભમર[2]" એવી છાલકા વિચારની કહેવતો જોડી તેના તે દુષ્કૃત્યને–તેની છૂટના ગેરઉપયોગને ઢાંકવાનો યત્ન કરવો, ખરી રીતે તેને તેવી બાબતમાં પુષ્ટિ આપતા જવી, એ પુરૂષોની કેટલી બધી અધમતા? આવા પુરૂષોપ્રત્યે પણ અનાદરની

---

१. स्वपरप्रतारकोऽसौ निंदति योऽलीक पंडितो युवतीः ॥

२. वीथीमुपैति यदि नाम विलासिनी सा
देवोत्सवादिदिवसेषु यदा कदाचित्।
व्याजात् कुतोऽपि विनिवृत्य पुरो जुषोऽपि
पश्चाल्लगांति परिफुल्लदृशो युवानः ॥ मुकुंदानंदभाणे.

જુઓ, ભ્રમરનું ભટકવાપણું.

નજરથી નહિ જોતી સ્ત્રીઓની આ કેવી મહત્તા ? આ તેનો કેવો ઉજ્વળ મહિમા ? ખરેખર મહાત્માનાં લક્ષણો તો તેવાં જ છે.

શાસ્ત્રમાં ગુહ્નાનું કૃત્ય કરનાર સ્ત્રીપુરૂપ બન્નેને સમાન દોષિત ગણેલાં છે.[1] છતાં પુરૂષો **तेजीयसां न दोषाय** આ વાક્ય બોલી સ્ત્રીઓ કરતાં પોતાનામાં સત્તાનું તેજ વધારે માટે તેઓને અનીતિનું કૃત્ય દોષિત કરી શકતું નથી, એવી ઉંધી સમજ ધરાવે છે. પણ તેઓ જો ઉપરના વાક્યને વળગી રહી આડાવ્યવહાર રૂપ સાહસ પોતાને દોષિત નથી કરી શકતું એમ મજબૂત-પણે માનતા હોય તો તેઓએ વિષપાનરૂપ સાહસ પણ કરવું જોઈએ. કારણ કે તે પણ તેમની સત્તાના તેજમાં દબાઈ જશે ! અરે ! તમે જરા લાંબો વિચાર કરો તો તમને માલમ પડે કે સ્ત્રીઓ કરતાં પુરૂષો તેવાં કુકર્મને માટે વધારે શિક્ષાપાત્ર છે. કારણ કે જે પાળક અને રક્ષક છે તેના હાથથી તેવું દુષ્કૃત્ય કદી પણ ન જ થવું જોઈએ. પ્રજાને ગુન્હાની શિક્ષા કરનાર અમલદાર પોતે જો તેવો ગુહ્નો કરે તો તે ઘણી જ મોટી સજાને યોગ્ય છે એ દેખીતું છે. અજ્ઞાનીને ઓછી સજા થવી જોઈએ એ વાત પણ સહજ સમજાય તેવી છે. બાળક અજ્ઞાની છે, અને તેથી તે કાંઈ ગુહ્નો કરે છે તો તેને બિલકુલ સજા થઈ શકતી નથી; તેમ સ્ત્રીને પણ પુરૂષોએ અજ્ઞાન જ રાખેલી છે, અને તેથી તેના હાથથી જો કાંઈ દોષપાત્ર કર્મ થાય તો તે ઓછી શિક્ષાને યોગ્ય જ ગણાય; અને તેને લીધે જ કાયદામાં પુરૂપ જો જારકર્મ કરે તો તેને પીનલકોડની કલમ ૪૯૭ થી વિશેષ સજાપાત્ર ઠરાવેલ છે. આ સઘળો વિચાર કરતાં વ્યભિચારી સ્ત્રી કરતાં વ્યભિચારી પુરૂષ ઘણો જ નિંદાપાત્ર તથા ઘણો જ દોષપાત્ર ગણાવો જોઈએ. તેને બદલે શાસ્ત્રકર્તા પુરૂષોએ પોતાની જાતિ તરફ તણાઇ બન્નેને માટે સમાન દોષ ઠરાવ્યા અને હવે આજ કાલ તમે તો તે શાસ્ત્રોને પણ એકબાજુ મૂકી દઈ કેવળ સ્ત્રીને માથે જ બધો દોષ ઢોળી પાડી પોતે તો ગમે તેવા કુકર્મી છતાં પોતાને નિર્દોષ જ કહેવરા-વવા લાગ્યા. અહાહા ! કેવડો બધો અસાધારણ ફેરફાર ? આવો ફેરફાર કરી

---

१. दंपत्योर्व्युत्क्रमे दोषः समः शास्त्रे प्रतिष्ठितः ।
नरा न तमवेक्षन्ते तेनात्र वरमंगनाः ॥ वाराही संहिता.

દુનિયાને બગાડનારા તમે જ થયા એમાં જરા પણ સંદેહ નથી. આટલું આટલું છતાં પણ સ્ત્રીઓ તે સંબંધી કાંઈ વિચાર ન કરતાં પોતે પોતાનું શીલ સાચવે છે, અને લોકલજ્જાને પણ જાળવી રાખે છે. તમારા હલકા વિચારો સામે તેઓની કેવી ગંભીરતા ! આ તેનો કેવો ઉજ્જ્વળ મહિમા ! ખરેખર મહાત્માનાં લક્ષણો તો તેમાં જ છે; પરંતુ પુરૂષોના ઉપર જણાવેલા દોષોથી તે બીચારીનાં તે લક્ષણો ફળદાયક નહિ નિવડી ઉલટું તેની સ્થિતિમાં હાલ ઘણો ખરાબ ફેરફાર થઈ પડ્યો છે.

પુરૂષજાતિએ પોતાના કરેલા ગ્રંથોમાં સ્ત્રીજાતિની જેટલી અને જેવી નિંદા કરી છે તેટલી અને તેવી પુરૂષજાતિની નિંદા સ્ત્રીજાતિએ કરેલી હોય એવું કોઈ જગાએ દેખાતું નથી. પોતાનામાં બળ છે માટે રસ્તે ચાલતાં જે મળે તેને ઠોંસા મારતા જવું એ જેમ ડહાપણથી વેગળું છે તેમ જેના હાથમાં કલમ છે તેમણે અબળાજાતિને માટે ગમે તેમ લખવું એ ઘણું ગેરવાજબી છે. વળી પુરૂષો જ વિદ્વાન્ થયા છે, અને સ્ત્રીઓમાં કોઈ વિદુષી કે ગ્રંથકર્ત્રી થઈ નથી એમ તો કહી શકાશે જ નહીં. પુરૂષોને જ્ઞાન મેળવવાના ઘણા પ્રસંગો આવવાને લીધે તે વર્ગમાં વિદ્વાનની સંખ્યા વધારે અને સ્ત્રીઓમાં ઘણી ઓછી, એ વાત તો કબૂલ; પરંતુ સ્ત્રીઓમાં કોઈ વિદુષી થઈ નથી તથા છે નહિ આ સિદ્ધાંત કબૂલ રાખી શકાતો નથી. પુરૂષોએ સ્ત્રીઓની અનેક જગોએ અને અનેક વાર ખોટી નિંદા કરેલી છે, તથાપિ સ્ત્રીઓએ કોઈ જગોએ પુરૂષોની તેવી ખોટી નિંદા કરી હોય એમ જોવામાં આવતું નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પુરૂષોમાં ઉછાંછળાપણું અને અસહનતાનો દોષ ઘર કરી બેઠેલ છે, અને સ્ત્રીઓમાં સહનશીલતા તથા ગંભીરતા આ૦બે મુખ્ય ગુણો દેખાઈ આવે છે. વિદુષી સ્ત્રીઓએ જેમ મનની મહત્તાથી પોતાના કરેલા ગ્રંથોમાં પુરૂષોની નિંદા કરી નથી તેમ સાધારણ અજ્ઞાનવર્ગની સ્ત્રીઓએ પણ પોતાના મુખથી પુરૂષોની નિંદાનાં વચન ઉચ્ચારેલાં નથી.

દુનિયાદારીનો એવો નિયમ છે કે આપણે જેવું બીજાનું ચાહીએ તેવું તે આપણું ચાહે છે. આપણે મરજી પ્રમાણે વર્તીએ અને બીજાને નેકીથી રહેવાનું કહીએ એ કેમ બને વારૂ ? તમે તમારા ઉપરથી જ જોઈ લો.

તમારી સાથે કોઈ માણસ લુચ્ચાઈ કરશે તો તેના કરતાં તમે દશ ગણી લુચ્ચાઈ કરશો ત્યારે જ તમને સંતોષ થશે; પરંતુ સ્ત્રીઓ પાસે આવી નીતિ નથી. સ્ત્રી વર્ષ બે વર્ષ લગી માંદી પડેલી હોય તો પુરૂષ કહેશે કે આ ક્યારે મરશે ? અમે તો ચાકરી કરી કરી અને ઔષધ આપી કંટાળી ગયા. પરંતુ સ્ત્રી ગમે તેવી હોય તોપણ તે પ્રીતિથી કે જનલજ્જાથી કોઈ દિવસ એમ કહેનાર નથી. આ શું સ્ત્રીની ઓછી યોગ્યતા ?

દુનિયાનો નિયમ છે કે જ્હોં તરફ કોળીઓ વળે; પણ આ સ્વાર્થી નિયમ મોટા મનની માનિનીને લાગુ થતો નથી. જુઓ, ઘરમાં કાંઈ સારી ચીજ આવે તો તેમાંથી ઉત્તમ ભાગ તે પતિને આપે છે અને તે કહે તો જ થોડો ભાગ પોતે પણ લે છે, અને તેમાં સંતોષ તથા આનંદ પામે છે. હમેશાં મહેનત કરી નિપજાવેલી સારી ઊની રસોઈ પ્રથમ પતિને જ જમાડે છે અને ત્યારબાદ પોતે જમે છે. આટલી નમ્રતા, આટલો વિવેક અને આ-ટલી સેવાચાકરી છતાં તેનું ફળ તેને ન મળે અને સુખ મળવાને બદલે તેને દુઃખ મળે તથા સ્વતંત્રતા મળવાને બદલે વાક્પ્રહારોનો વરસાદ પડે, આના કરતાં બીજું મોટું દુઃખ કયું હોય ? સેવા કરવાથી જળ પથ્થર પણ ફળે છે; પરંતુ સ્ત્રીજાતિના કમનસીબને લીધે ચૈતન્યવાળા ગણાતા પુરૂષોનું ફળવું તો એક બાજુ રહ્યું પણ તેઓ તેમના વાજબી હક્કો પણ ઝુંટવી લે, આ કેટલો બધો અન્યાય ગણાય તે તમારે વિચારવું જોઈએ. તમારો કોઈ પૂર્વજ સ્વર્ગમાંથી આવી આ સૃષ્ટિ જુએ તો બે ઘડી તે તેને ઓળખે પણ નહિ, અને ઓળખ્યા પછી આશ્ચર્યમાં ડૂબ્યા વગર રહે પણ નહિ. કારણ કે જ્યાં સ્ત્રીજાતિનો સંપૂર્ણ સત્કાર થતો અને તેમના સદ્ગુણોની પ્રશંસા થતી ત્યાં તેનો ધિક્કાર થાય છે અને તેમના સદ્ગુણોને દાબી દેવામાં આવ્યા છે; અને જ્યાં તેઓ સ્વતંત્રતાનું સુખ અનુભવતી હતી ત્યાં આજ તેઓ વિના કારણે ગુલામગીરીની બેડીમાં સપડાઈ ક્રૂર પહેરેગીરોની નજર તળે કેદખાનું ભોગવે છે.

પુરૂષો ! વિચાર કરો. મન્વાદિ મહાત્માઓ જેને તમારૂં અર્ધું અંગ ગણે છે, વ્યવહારમાં મદદ કરવા માટે તમારી સાથે જે જોડાયેલી છે, તે તમારી મદદગાર છે પણ તમારી ગુલામ નથી. તમારૂં અર્ધું શરીર જેટલું તમારા

ઉપયોગનું છે તેટલી જ તમારી અર્ધાંગના તમારા ઉપયોગની છે. તેમાં કોઈ પણ જાતનો દોષ જોઈ તેને પૂરી કરી નાખી જન્મભરની ઉપયોગી વસ્તુ—જન્મભરનો મદદગાર ગુમાવી બેસવું એ મોટી મૂર્ખતા છે. તેને સુધારવી એ તમારૂં કામ છે. તમારૂં અર્ધું અંગ દોષિત થયું હશે તો શું તમે તેને કાપી નાખશો ? નહિ જ. તમને અર્ધાંગવાયુ થયો હશે તો તમારે અવશ્ય તેની સારવાર કરી સુધારવાની જરૂર છે, નહિ કે તે ભાગ કંઈ બગડયો માટે તેનાપર ફટકા લગાવવાથી સુખ મળી જાય તેમ છે; ઉલટો તે ભાગ બહેર મારી જાય છે. આ નિયમથી તમે વાકેફ હો એવું જણાતું નથી. તમને તમારૂં શરીર સાચવતાં આવડતું જ નથી. " માર બુધું અને કર સુધું " એવા પ્રકારનું ઉંધું શિક્ષણ તમને કોઈ કુડા ગુરૂ તરફથી કોણજાણે કેવા યોગમાં મળી ગયેલું છે કે તેની વજ્રલેપ જેવી અસર તમારા મગજમાંથી ખસતી નથી. તમારા સમજવામાં નથી આવતું કે એ કુશિક્ષણના ઉપયોગથી દોષનો વધારો થાય છે. તમે નથી જાણતા કે એમ કરવાથી કાર્યસિદ્ધિની આશા રાખવી એ ફોકટ છે. અત્તડ મિજાજના થઇ પોતાનો રોફ બતાવવાને વિના કારણે અથવા નહિ જેવા કારણમાં પણ સ્ત્રીપર પાદપ્રહાર વગેરે કરવામાં સમજુ ગણાતા પુરૂષો પણ પાછળ પડતા નથી. આમ કરવાથી તેમનો પોતાનો સંસાર પણ કથળે છે અને જે સ્ત્રી તેમને પનારે પડી હોય તેમનું જીવન પણ ધૂળ મળે છે. જે માબાપો પોતાની પુત્રીને નાનપણમાં પોતાની શક્તિ પ્રમાણે લાડ લડાવી નાનામાંથી મોટી કરી મોટપણમાં સુખની ખાતર તે લાડથી ઉછરેલી એક કોમળ મન અને કોમળ શરીરની કન્યાને તમારા હાથમાં સોંપે છે, તેના સુખની ખાતર તમારાં માબાપની ખુશામત કરે છે. પોતાની પુત્રીને સાસરીયાં ચાહે અને મમતાથી વર્તે એટલા સારૂ માબાપો વેવાઇવેલાંની કેટલી બધી મરજી રાખે છે ? જો સાસરીયાં નઠારાં મળ્યાં હોય તો જન્મભર માવતરને દુઃખ. જે માબાપે પોતાની પુત્રીને કોઈ દિવસ પાંચ આંગળાની થોપડ મારી ન હોય તેની ઉપર તમારા હાથના તમાચા વાગે છે, અને જેને કદી પણ કડવું વેણ ન કહ્યું હોય તેનાપર તમારા તરફથી ગાળોનો વરસાદ પડે છે. આ વખત દીકરી રોતી રોતી માવતરને ઘેર

આવે છે. આ જોઈ માવતરનો જીવ કેવો થઈ જતો હશે તે બાબતની કાચી હકીકત લખીએ તોપણ એક રામાયણ થાય.

હવે જેઓને કાન છે તે સાંભળો અને સાન છે તે વિચાર કરો કે જે માણસની તમામ રિદ્ધિ સિદ્ધિ અને સત્તા લુંટાઇ ગઈ હોય તે માણસ કંગાલ હાલતમાં અને વિકળ દશામાં આવી પડે એ વાત સિદ્ધ છે. તો દીર્ઘકાળથી વિના કારણે બાનની પેઠે પકડી, લુંટી, સ્વતંત્રતાના હક છીનવી હમેશને માટે પરાધીન—જન્મકેદી કરી મૂકેલી સ્ત્રીઓ કંગાળ હાલતમાં અને વિકળ દશામાં આવી પડે તેમાં શી નવાઈ? આમ છતાં આ ઘર મારૂં છે, આ માલમિલકતની ધણીયાણી હું છું એવું મિથ્યા અભિમાન તે રાખે છે. વિવાહ વખતે પડલામાં જે કંઈ મળે છે ને તેમજ આણામાં મળેલું કે જેને ધર્મશાસ્ત્રમાં અધ્યાવહનિક કહે છે તે વગેરે બાર પ્રકારના કાયદામાં જે સ્ત્રીધન[1] ગણેલું છે તે પણ નામ માત્ર છે. તેનો ઉપયોગ પણ તે પોતાના મનની ઇચ્છા પ્રમાણે કરી શકતી નથી.[2] યક્ષવિત્તની પેઠે તે તેને મારૂં મારૂં કરી સાચવે એટલું જ; બાકી સ્વતંત્રરીતે તે ઉપર પણ તેનો કાબુ હોતો નથી.

ધારો કે એક મજુર વર્ગના પુરૂષને તેની સ્વતંત્રતા છીનવી લઈ મજુરી સિવાય કાંઈ પણ કામ કરવા દેવામાં ન આવે તો પછી તે મજુર માણસ કોઈ પણ ઉચી સ્થિતિએ કેવી રીતે પહોંચી શકશે? હાલમાં પણ તેવું જ બન્યું છે. સ્ત્રીઓને એક ઠેકાણે ગોંધીને મજુરી કરાવવામાં આવે છે જેથી તેમને બહાર ઝળકી નીકળવાનો પ્રસંગ આવતો જ નથી. જે સ્ત્રીઓને

१. विवाहकाले यत्स्त्रीभ्यो दीयते ह्यग्निसन्निधौ ।
तदध्यग्निकृतं सद्भिः स्त्रीधनं परिकीर्तितम् ॥ कात्यायन.

२. न निर्हारं स्त्रियः कुर्युः कुटुंबाद्बहुमध्यगात् ।
स्वकादपि च वित्ताद्धि स्वस्य भर्तुरनाज्ञया ॥
मनु. अ. ४ थो श्लो. १९९

આ પણ જાણે મનુએ પોતાની મિલકત કહાડી દીધી હોય નહિ શું તેમ તે કેવી એકતરફી બતાવે છે?

પોતાના પૂર્વજન્મના પુણ્યપ્રતાપથી કે પોતાના બાહુબળથી બહાર નીકળવાની તક મળી છે તેઓએ તો રાજ્યપદવીનાં કામ પણ કરેલાં છે. પુરૂષો કરતાં રાજ્ય કરનારી સ્ત્રીઓ ઘણી થોડી થઈ છે તેમ છતાં રાજ્ય કરનારા પુરૂષોથી તેઓ વિશેષ ઝળકી નીકળી છે. સ્ત્રીઓ દુનિયાદારીનાં બીજાં કામોને નાલાયક છે એમ પુરૂષોનું કહેવું છે તે સ્ત્રીઓને સ્વતંત્રતા નહિ આપવા માટેનું એક બહાનું છે. પુરૂષોનું આ બોલવું ખરૂં છે કે ખોટું એ વાતની ખાત્રી સ્ત્રીઓનો વર્ગ કેળવાઈ બહાર આવે ત્યારે થાય. સ્ત્રીઓના દરેક જાતના પરાક્રમની ખબર પણ ત્યારે જ પડે કે જ્યારે તેમને પુરૂષોની બરોબરીના હક્ક આપી તેમના જ્ઞાનને ખીલવવામાં આવે. સ્ત્રીઓને સમાન અને સ્વતંત્ર હકથી બેનસીબ રાખી ફક્ત ઘરસંસારની ધોંસરીમાં જોડવાથી ગૃહસ્થાશ્રમનું જેવું અને જેટલું સુખ જોઈએ તેવું અને તેટલું સુખ કદી પણ સાંપડવાનું નથી. આપણું ઊંચા દરજ્જાનું સુખ હાલહવાલ મળી ગયું છે તથા મીઠો માનખો અને સુખીયો સંસાર કડવો ઝેર થઈ પડ્યો છે એનું કારણ આપણી પોતાની જ ભૂલ છે. સ્ત્રીઓ ફક્ત ઘરનાં કામકાજને જ લાયક છે, આવો વિચાર પુરૂષો જો પોતાના મનમાંથી કહાડી નાખે તથા સ્ત્રીઓપરના પોતાના ખોટા દાબને દૂર કરે તો દુનિયામાં ઉપયોગી જ્ઞાનનું ક્ષેત્રફળ વધવાની સાથે સ્ત્રીઓની વિચારશક્તિ ખીલે અને તેઓ પોતાની ઉત્કૃષ્ટતા સમજી ઉત્તમ ઉદ્યોગ હાથ કરી લે. જ્યાં સુધી આવું ધોરણ બંધાયું નથી ત્યાં સુધી બીજો સઘળો પ્રયત્ન કર્યા છતાં માણસો કદી પણ સુધારામાં આગળ વધી શકનાર નથી.

પુરૂષો સ્ત્રીઓ કરતાં વધારે બલિષ્ટ બનેલા હોવાથી આપસ્વાર્થી મનોવૃત્તિવડે ધર્મને પોતાની ઢાલરૂપ બનાવી કહે છે કે અમારાં સુખોની સગવડ માટે જ તમારૂં જીવવું છે માટે અમારી સેવા કરો, અમોને પૂજો અને અમોને ઈશ્વર સરખા માનો. એક બાજુથી આમ બોલે છે અને બીજી બાજુથી પોતાની મિથ્યા ઉત્તમતા સિદ્ધ કરવા માટે સ્ત્રીઓને નિંદે છે. કારણ કે હરકોઈ બાબતમાં જ્યારે કોઈ પણ રીતે સામા પક્ષથી વધી શકાય નહિ ત્યારે પછી તેની નિંદા કરી ગર્ભિત રીતે પોતે શ્રેષ્ઠ છે એમ મનાવવાનો યત્ન તેવા મિથ્યાભિમાનીઓને કરવો પડે છે. પોતે જે કાંઈ વિદ્યા ભણે છે તે વિદ્યાનો દુનિયાને લાભ

આપવા સમર્થ નહિ થતાં સ્ત્રીજાતિની સયુક્તિક નિંદાઓ કરવામાં તેનો ઉ-પયોગ કરે છે. આવા વિપરીત પ્રકારથી વર્તી સાક્ષર પુરૂષો પોતાનું [1]રાક્ષસ-પણું સિદ્ધ કરે છે. દુનિયામાં સ્ત્રીજાતિને હલકી પાડવાના તેઓ અપાર પ્રપંચો રચે છે. નેકનિષ્ઠાથી વ્યવહારને સરલ રીતે ચલાવતાં છતાં તેનાપર [2]વિશ્વાસ ન રાખવાનું કહે છે. ઘણો જ વિચાર કર્યા પછી થોડું બોલનારી અને ચાલનારી છતાં તેની [3]પ્રેરણા પ્રમાણે ચાલવામાં નુકસાન જણાવે છે, નિર્મળ ભાવવાળી અને લોકલજ્જાથી ડરનારી છતાં તેના પર મહા [4]સાહસીપણાનો આરોપ મૂકે છે, અને કોમળ અંતઃકરણવાળી છતાં તેના અંતઃકરણને [5]ક્રૂર-ઝેરી ગણાવે છે. અરે ! શુદ્ધ પ્રેમવાળી છતાં તેને અવિશ્વાસ્ય ગણાવવા તેનાથી પડદો[6] રાખવાની દુનિયાને ભલામણ કરે છે. સ્ત્રીના સંગને ઘણો નુકસાનકા-રક ગણી તેનો દૂરથી જ [7]ત્યાગ કરવાનું બકે છે, અને પોતાની ભૂલને કે પોતાના દોષને પડદે રાખી તેની [8]બુદ્ધિને મોટી ખરાબીના કારણરૂપ ગણાવે છે. કેવડો બધો રાક્ષસી પ્રપંચ ? ! સ્ત્રીજાતિમાં કોઈ એવી નીવડે તેને માટે આખી સ્ત્રીજાતિની આટલી બધી નિંદા ? ! પુરૂષો કે જેઓ સ્ત્રીઓ કરતાં ઘણે દરજ્જે અવિશ્વાસ્ય, મહાસાહસી અને પોતાની પ્રેરણા પ્રમાણે ચલાવી નુકસાન કરનારા નીવડે છે તેમને સ્ત્રીજાતિ બિચારી શું એક શબ્દ પણ બોલે છે ? આ ઉપરથી સ્ત્રીજાતિની ગંભીરતા જોવાની છે. નિંદક પુરૂષોના નીચ યત્નો ગમે તેવા મોટા રૂપમાં થાય પરંતુ તેમની આવી ગંભીરતાની કીર્તિ

---

१. साक्षरा विपरीताश्चेद्राक्षसा एव केवलम् ॥
२. विश्वासं स्त्रीषु वर्जयेत् । विश्वासो नैव कर्तव्यः स्त्रीषु—॥
३. अकृत्यं मन्यते कृत्यमगम्यं मन्यते सुगम् ।
   अभक्ष्यं मन्यते भक्ष्यं स्त्रीवाक्यप्रेरितो जनः ॥
४. किं न कुर्वन्ति योषितः ।
५. किं क्रूरं फणिहृदयं पुनरपि किं क्रूरमंगनाहृदयम् ।
६. नारीजने धूर्तता ।
७. नार्यः स्मशानघटिका इव वर्जनीयाः ॥
८. स्त्रीबुद्धिः प्रलयावहा ।

શું કદી ભુંસાવાની છે? વિચારશીલ સૃષ્ટિમાંથી શું તેમની ઉત્તમતા કદી પણ નાબુદ થવાની છે? નિંદક તેઓ નિંદક જ ગણવાના. તેમની વાંકાઈથી, સ્ત્રીજાતિમાં જે સ્વાભાવિક સદ્‌ગુણો રહ્યા છે તે શું જવાના છે? **द्राक्षासु करभो मुखवक्रीभावं कुर्यात् तेन किं द्राक्षामाधुर्यं गतम्?** "દ્રાખની વેલ તરફથી ઉંટીયો મોઢું મરડે તેને લીધે શું દ્રાખની મીઠાશ નાશ પામી જાય છે?"

જેઓ ખરી રીતે સેવવા લાયક, પૂજવા લાયક અને માન પામવા લાયક હશે તેમને એમ કહેવું નહિ પડે કે અમને સેવો, અમને પૂજો અને અમને માન આપો. હાથે કરી આમ માન માગી લેવું એ પોતાનામાં માન પામવાની યોગ્યતા નથી એમ સાબીત કરી આપે છે. **नहि रत्नमन्विष्यति मृग्यते हि तत्।** પોતાને માટે પોતાના હાથથી સ્તોત્રો બનાવી સ્ત્રીઓને કહેવું કે લ્યો આવી રીતે અમારી સ્તુતિ કરો. કેવો હાસ્યજનક પ્રકાર?

દુનિયામાં મૂળથી દરેક માણસની રૂચિ ભિન્ન ભિન્ન હોય છે; પણ જ્યારે તેનું પરસ્પરના ગુણોથી આકર્ષણ થાય છે ત્યારે એક બીજાની મળતી રૂચિ થાય છે. આ નિયમ પ્રમાણે મૂળથી સ્ત્રીની ઇચ્છા પુરૂષની ઇચ્છાને મળતી હોતી નથી તેને ગુણોથી પોતાના તરફ ખેંચવાને બદલે બળાત્કારથી જ ખેંચવાનો પુરૂષોનો યત્ન છે. સ્વભાવનું પરસ્પર વિરૂદ્ધ પડવું કે મળતાવડા થવું એ તેના ઉછેરવાના ક્રમ ઉપર આધાર રાખે છે, એ બાબત પુરૂષોના ધ્યાનમાં આવતી નથી. સ્ત્રીઓના સ્વભાવને ઉછેરવાનો ક્રમ ઉલટો હોય તો તેમાં પુરૂષોથી વિરૂદ્ધ ગુણોનું આધાન થાય છે અને તે ક્રમ સુલટો હોય તો તેમાં અનુકૂળ ગુણોનું આધાન થઇ દંપતીનો પરસ્પર દૃઢ પ્રેમ ચિરકાળ સ્થાયી રહે છે. આવા દૃઢ પ્રેમનું વર્ણન કરવું એ પણ બુદ્ધિની સત્તાની બહાર જ છે, એટલી બધી તેની મહત્તા છે. પ્રેમી દંપતી વચ્ચે વહેતા પ્રેમના અવર્ણનીય પ્રવાહનું વર્ણન કરવા આજ સુધીના સઘળા મહાકવિઓ પણ પૂરતા થયા નથી તો પછી બીજાં માણસો તો તેનું જોઈએ તેવું વર્ણન કયાંથી જ કરી શકે? બન્નેમાં જો સમાન સદ્‌ગુણો હોય છે તો બન્ને ખુશીથી પરસ્પરનાં ગ્રાહક થાય છે.

જેમ લોહચુંબકના સાન્નિધ્યથી લોઢું એકદમ આકર્ષાય છે અને જ્યાં સુગંધી પુષ્પો હોય ત્યાં ભ્રમર પોતાની મેળે જ તેની સુગંધના લોભથી શોધ કરતા કરતા જઈ ચડે છે તેમ જે પુરૂષો ગુણવાન્, વિદ્વાન્ અને શીલવાન્ હશે તેમને એક નારી તો શું પણ આખી દુનિયાના લોકો માન આપશે અને તેનો દરજ્જો જાળવશે. આવો પુરૂષ જો કે ખાસ કરીને કોઈને પોતાનું માન જાળવવાનું કહેવા જતો નથી તોપણ લોકો તેના દરજ્જાને છાજતું પોતાની મેળે જ કરે છે. શાહુકાર માણસ કાંઈ ઢંઢેરો પીટાવતો નથી કે મને તમે સઘળા શાહુકાર કહો. પણ શાહુકાર પોતાની શાહુકારીથી અને ચોર પોતાના ચોરીના કૃત્યથી શાહુકાર અને ચોર તરીકે જનમંડલમાં જાહેર થાય છે, અને પોતપોતાની લાયકીને યોગ્ય માન ભોગવે છે. પરંતુ ચાલતી રૂઢિ પ્રમાણે પૂજાવાનો ક્રમ પકડી પુરૂષો કહે છે કે " ભલે અમે તમોને દુઃખ દઈએ તોપણ તમારાથી જરા ચું કે ચા થાય જ નહિ, એ તમારો ખાસ ધર્મ છે; અને જો જરા પણ માથું ઊંચું કરી અમારી સામે બોલો તો તે તમારો અધર્મ ગણાય અને તમને ઘણું જ મોટું પાપ લાગે; કારણ કે અમે સદા પૂજ્ય છીએ. " આવી રીતે સ્ત્રીઓના મનમાં ઠસાવી પોતાના સ્વાર્થને ચુસ્ત રીતે વળગી રહેવામાં પુરૂષોએ સ્ત્રીઓની થતી જતી માઠી દશાના સંબંધમાં કાંઈ પણ વિચાર કરેલો જણાતો નથી.

આમ થવાથી સ્ત્રીપુરૂષ વચ્ચે પ્રેમ પણ કેમ ટકી શકે ? પ્રેમ વિમુખ દંપતીને માટે સુખની આશા મૃગતૃષ્ણાના જળ સમાન છે. વળી પ્રેમ વિમુખ હોવાને લીધે ભિન્ન ભિન્ન વિચારનાં દંપતી પોતાની પ્રજાની કેળવણીમાં પણ હરકત લાવે છે. માતા કાંઈ શિખવે છે અને પિતા કાંઈ શિખવે છે. આથી છોકરાંઓના મનપર સારી કેળવણીની મજબૂત છાપ પણ પડતી નથી. પ્રેમહીન દંપતી શીલભ્રષ્ટ થાય તેમાં પણ શી નવાઈ ? અને તેમની પવિત્રતાનો નાશ થાય તેમાં પણ શું આશ્ચર્ય ? દંપતીના દુઃશીલને લીધે પ્રજા વર્ણસંકર થાય એ પણ સ્વાભાવિક છે. આવી પ્રજા ચતુર્વર્ગ ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) કેવી રીતે સંપાદન કરી શકે ? વગેરે વિચાર કરતાં વિચારસ્થાન (મન) શોકરૂપ મંથનસ્તંભ (રવૈયો ) થી વલોવાઇ જાય છે. પુરૂષ પોતાની સ્ત્રીની

પવિત્રતાપર પૂરેપૂરો ખંતી હોય છે, ત્યારે તેની પવિત્રતા પર સ્ત્રી પણ ખંતી રહે તેમાં તેણે શું ખોટું લગાડવાનું છે? કાંઈ નહિ. જ્યારે કાંઈ ખોટું લગાડવાનું નથી ત્યારે તે એટલો સ્ત્રીપર દબાણ રાખી પોતે નર ભ્રમર બની ગમે તેવી ધૂર્તથી વર્તે તેનું શું કારણ? બન્નેની પવિત્રતાથી જ પ્રજાની પવિત્રતા સચવાય છે. બદચાલ ચાલનારા પુરૂષને માટે મહાત્મા મનુ અને મહાન્ જ્યોતિર્વેત્તા આચાર્ય વરાહમિહિર ઘણું મોટું પ્રાયશ્ચિત જણાવે છે.[1] આને માટે તો પુરૂષો કાંઈ પણ વિચાર કરતા નથી.

એક ઈંગ્રેજ લખનાર કહે છે કે "બ્રાહ્મણધર્મની ઘણી જ નીચ શોધ એ હતી કે ઓરત ધણીના શબ સાથે બળી મરવાથી ઉત્તમ પ્રકારની સદ્‌ગુણી ગણાય, આવો વિચાર હિંદુ ઓરતોના મગજમાં તેઓએ ખોસી દીધો છે. વળી મરદોનો ઘણો જ નીચ દાવો એ છે કે પોતે ઓરતો પાસેથી એક દેવતા જેટલું માન મેળવવું. એ ખરૂં છે કે આ બાબતમાં તેઓ પૂરી ફતેહ પામ્યા નથી તોપણ તેથી તેમનો ગુહ્નો આછો થતો નથી. ખરેખર મનુ ઓરતોની સાથે માયાળુપણાથી વર્તવાનું કહે છે તેમાં પણ મરદનું સ્વાર્થીપણું દેખાઈ આવે છે. દબાણનો કાયદો એ દુનિયાની અક્કલ વગરની વસ્તુનો છે. જે માણસ તે કાયદાના દબાણ નીચે જે પ્રમાણમાં છે તે પ્રમાણમાં તે જંગલી છે એમ સમજવું, અને જેટલો એ દબાણમાંથી નીકળ્યો છે તેટલો તે મનુષ્યત્વની ઊંચી સ્થિતિએ પહોંચ્યો છે, અને દૈવી સંબંધ ધરાવે છે એમ જાણવું."

---

૧. पुमांसं दाहयेत् पापं शयने तप्त आयसे ॥
अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत् ॥ मनु. ॥

"તપાવેલ લોઢાની પાટ પર પાપી પુરૂષને સુવાડી તેપર લાકડાં ખડકી તેમાં તેને બાળી દેવો."

बहिर्लोम्ना तु षण्मासान् वेष्टितः खरचर्मणा ।
दाराविक्रमणे भिक्षां देहीत्युक्त्वा विशुद्ध्यति ॥ वराहमिहिर. ॥

"ધર્મપત્નીને તજી અનીતિને માર્ગે ચાલનાર પુરૂષ છ માસ સુધી બહાર રૂંવાડાં દેખાય તેમ ગધેડાનું ચામડું ઓઢી ભીખ માગે ત્યારે શુદ્ધ થાય."

સત્યની ખાતર, પોતાના આત્માની ઉન્નતિની ખાતર, પ્રજાની ચડતીની સારૂ અને સુખરૂપ સંસારને કાયમ રાખવા વાસ્તે સ્ત્રીઓને અધમ ગણવાની તથા તેમના પર ખોટો અને અણઘટતો દાબ રાખવાની રીત છોડી દેવાની જરૂર છે. કારણ કે પુરૂષો કરતાં સ્ત્રીઓ નીતિને વધારે ચાહે છે, અને સહનશીલતા તથા વિનીતતાથી ભરપૂર છે. આમ છતાં પણ પુરૂષો સ્ત્રીઓની સાથે મીંદડી ઉંદરના જેવો સંબંધ ધરાવે એ કેવો જુલમ? જે રક્ષક છે તે જ ભક્ષક થઈ પડે તો પછી તેમાંથી બન્નેની પાયમાલી થાય એમાં કાંઈ નવાઈ નહિ. માટે પુરૂષો પર પણ તેમની નીતિના રક્ષણ વાસ્તે દાબની જરૂર છે. એટલે સાધુઓના સંઘાડાઓની પેઠે પરસ્પર દાબ રહેતો હોય તો કોઈ પણ જાતની અનીતિ થવા સંભવ નથી. પરંતુ આ તો સ્ત્રીઓને તદન દાબી દઈ પોતે હદબહારની છૂટ લઈ ગમે તેમ વર્તવું એ કેવો મોટો અન્યાય? આમ હોવા છતાં પણ સ્ત્રીજાત પુરૂષોની મરજીને અનુકૂળ વર્તવામાં જરા જેટલો પણ પ્રમાદ કરતી નથી અને પોતે ગમે તેમ મુશ્કેલી[1] વેઠીને ગૃહસૂત્ર ચલાવે છે. જુઓ અને વિચારો સ્ત્રીજાતિનું ગૌરવ!

---

૧ "**माझी भार्या**" નામના મરાઠી ગ્રંથમાં લખે છે કેઃ—

**किती वेळां अन्नीं लवण कमती लागुन मला,**
**क्षुधा मीं बोलावें कठिन वचनां त्या सुमतिला;**
**परी त्या वेळीं ती लवण न घरीं काय करूं हो,**
**न बोले ऐसें कीं अशनसमयीं दुःख न चहो.**

# પુરૂષોની સંકુચિત વૃત્તિનું પરિણામ.

---

સ્ત્રીજાતિનું ગૌરવ પ્રત્યક્ષ જોવા છતાં પુરૂષો પોતાની આપખુદી છોડતા નથી, તેને તેમણે પોતાના કૌવતની સાથે મેળવી દીધેલી છે, જેથી પુરૂષોના કૌવતની સાથે તેમની આપખુદી પણ વધતી ગઈ છે. પુરૂષોની આપખુદીએ સ્ત્રીજાતિપર સપત્નીભાવ બજાવવામાં જરા પણ કચાશ રાખી નથી. જો એમ ન હોય તો ગૃહસંસારનો વ્યાપાર ચલાવવામાં એક ભાગીદાર તરીકે ભજેલી ભામિનીપર પુરૂષ આવી જુલમી વર્તણુક કેમ ચલાવે? તેને એક ગુલામ કરતાં પણ હલકી કેમ ગણે? અરે! ગુલામીની તો હદ છે પણ ઓરતની તાબેદારીની તો હદ પણ નથી. હદ ક્યાંથી રહે? જેમ ઉમરાવનો છોકરો પોતાના અમીરાતના ગુણો ન હોય તોપણ તે પોતાને જન્મમાત્રથી જ ઉમરાવ ગણે છે તેમ ભરથારમાં તેના નામને છાજતા ભરણપોષણ કરવાના ગુણો હોય અથવા ન હોય તોપણ તે પોતાનો પુરૂષજાતિમાં જન્મ થયો તેથી સ્ત્રીજાતિપર પોતાની માલીકીનો હક ચોંટી ચૂક્યો એમ સમજે છે.

જે પરમેશ્વરે આ આશ્ચર્યકારક સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તેણે જ સ્ત્રી પુરૂષ એ બન્નેને નિર્માણ કરેલાં છે. તો સર્વ પ્રકારના દુર્ગુણો સ્ત્રીઓના અંગમાં જ વસે છે અને પુરૂષોના અંગમાં નથી એમ કહેવું એ ઘણું જ ભારેપડતું છે.[1] દરરોજ સૂક્ષ્મદષ્ટિથી જોઈએ છીએ તો પુરૂષોમાં સાહસ, અસત્ય અને દગાબાજીનાં નિત્ય નવાં ઉદાહરણો નજરે પડે છે તે ઉપર કોઈ લક્ષ આપતું નથી; અને સ્ત્રીઓ ઉપર દોષનો પોટલો મૂકે છે. આવી એકતરફી–પક્ષપાતી રીત જોઈ મન ખભળી જાય તેવો પ્રકાર પુરૂષો પકડી બેઠા છે.

સ્ત્રીજાતિમાં દોષારોપણ કરવાને તત્પર રહેલા કેટલાએક પુરૂષો કહે છે

---

૧. પ્રખ્યાત જ્યોતિર્વેત્તા વરાહમિહિર લખે છે કેઃ—

**प्रब्रूत सत्यं कतरोऽगनानां दोषोऽस्ति यो नाचरितो मनुष्यैः।**
**धाष्टर्येन पुंभिः प्रमदा निरस्ता गुणाधिकास्ता मनुनात्र चोक्तम्॥**

કે સ્ત્રીઓનો સ્વભાવ મગર અને માંકોડા જેવો વેગવાળો અને હઠીલો છે, અને તેથી જ તેઓ નિંદાને પાત્ર થઈ છે. આમ કહેવું એ ખરેખર અદીર્ઘદર્શીપણાની નિશાની છે. મીઠામેરામણનું ( સિંધુનદીનું ) વેગવાળું પાણી ક્ષાર સમુદ્રમાં ભળ્યા પછી ખારૂં થાય છે; પરંતુ તેને સમુદ્રમાં પહોંચવા પહેલાં જ ખબરદાર ખડુતો નહેરવાટે પરબારૂં પોતાના કમોદના કયારાઓમાં વાળી લે છે, જેથી તેનો પાક ઘણો સારો ઉતરે છે. આ દૃષ્ટાંત પ્રમાણે જ સ્ત્રીઓના વેગવાળા સ્વભાવને પણ જો પ્રથમથી તેના પતિઓ સદાચાર અને સદ્વર્તન તરફ વાળી લેતા હોય તો તે સ્ત્રીસ્વભાવમાંથી કેવું સારૂં ફળ ઉતરે ? સારી યોજનાથી તેનું કેવું સારૂં પરિણામ આવે ? સ્ત્રીઓના વેગવાળા અને હઠીલા સ્વભાવને પણ ચતુર પુરૂષો ક્રમે ક્રમે પોતાના લાભ તરફ વાળી લે છે.[1] પણ

૧. પૂર્વે ઉદ્દાલક મુનિની ચંડી નામની સ્ત્રી હતી. જે ઘણી હઠીલી સ્વભાવની હોઈને મુનિના બોલવાથી હમેશાં અવળું જ કરતી, અને તેથી તેનું નામ અવળચંડી એમ પ્રખ્યાત થયું હતું. વખત જતાં તેને લાયક અવસ્થાએ પહોંચેલી જોઈ મુનિએ કહ્યું કે “ પ્રિયે ! હવે તું અગ્નિની શુશ્રૂષા કરતી જજે; કારણ કે તેમ કરવાથી તને બહુશ્રુત અને બુદ્ધિમાન્ પુત્રો થશે. ”

જવાબમાં કહ્યું કે, “હું તો અગ્નિની શુશ્રૂષા કાંઇ કરતી નથી. મારે પુત્રોનું શું કામ છે? ” ઉદ્દાલકે તેની પાસે કમંડલુ માગ્યું એટલે તે તેણે લાવી તેના દેખતાં જ બે હાથવતે પૃથ્વીપર પછાડ્યું. કમંડલુ ફુટી ગયું અને મુનિ વિસ્મય પામ્યા. રાત્રિ થતાં તેણે તેને કહ્યું કે, “ હવેથી હું તને કાંઇ પણ કામ નહિ બતાવું, માટે મારી પાસે આવ. ” આ વાત સાંભળી તે તો ઘરબહાર નીકળી બેઠી. પોતાની સ્ત્રીની આવી વર્તણુકથી મુનિ ઉદ્દાલક ખેદીત બની ગયા અને સંધ્યા અને પર્વ સમયમાં પણ તર્પણ આદિ ધર્મક્રિયાઓમાં તેને બહુ જ અડચણો પડવા લાગી.

એક દિવસ તેને ઘેર કૌડિન્ય નામના મુનિ તીર્થયાત્રા કરતા કરતા શિષ્યો સહિત આવી ચડયા. ઉદ્દાલકે તેની અર્ઘપાદ્ય પૂજા કરી આદરભાવથી તેને ઉત્તમ આસનપર બેસાડ્યા. આસનપર બેઠા પછી કૌડિન્ય બોલ્યા કે

**योजकस्तत्र दुर्लभः** ( તે કામમાં ના કરનાર જ દુર્લભ છે ) એ ન્યાય પ્રમાણે સ્ત્રીઓને સીધે રસ્તે યોજનારા પુરૂષો જ દુર્લભ હોવાથી તેના વેગવાળા આગ્રહી સ્વભાવને અવળે માર્ગે ચડાવી પછીથી પોતે કરેલી મૂર્ખાઇનો

---

"તપોધન! આમ દુબળા કેમ છો? શા ચિંતામાં પડેલા છો? તમારે કેટલા પુત્રો અને કેટલી પુત્રીઓ છે?"

"ભગવન્! મારે પુત્ર તેમ પુત્રી પણ નથી. જે સ્ત્રી છે તે બહુ જ કઠોર બોલનારી છે. હું તેને જે કહું તે બ્રહ્માંડ ત્રુટી પડે તોપણ કરે એવી નથી. કાલે મારા પિતાનું શ્રાદ્ધ છે તેમાં હું કેમ કરીશ? મહારાજ! આપ મને કાંઈ ઉપાય બતાવો."

"તમારે જે કામ તેની પાસે કરાવવું હોય તે કામ તેને નહિ કરવાનું કહેવું. એટલે કે 'અગ્નિની શુશ્રૂષા કરીશ નહિ, મારૂં કમંડલુ લાવીશ નહિ.' એવી રીતે ઉલટું કહેવું. હું અહિંથી બે યોજન દૂર ગોતમ મુનિના તીર્થમાં જઈ પાછો અહીં આવીશ. તમારે શ્રાદ્ધનો આરંભ કરવો."

કૌડિન્યમુનિની સલાહ ધ્યાનમાં રાખી મુનિ ઉદ્દાલકે પોતાની સ્ત્રી ચંડીને કહ્યું કે, "કાલે સવારમાં કૌડિન્ય મુનિ આવનાર છે પણ તે આવે ત્યારે તેને અન્નવસ્ત્ર વગેરે કંઈ પણ નહિ આપતાં કહાડી મૂકવાના છે."

"નહિ નહિ, એમ બને નહિ. મારે તો તે મુનિની પુષ્પ વગેરેથી પૂજા કરી તેને ભોજન કરાવી વસ્ત્ર આપવાનું છે."

"કાલે મારા પિતાનું શ્રાદ્ધ છે પણ તે મારે બિલકુલ કરવું નથી."

"મારા સસરાનું શ્રાદ્ધ કર્યા વિના ચાલે જ નહિ. મારે તો તે શ્રદ્ધાપૂર્વક કરવું છે. શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ કરવાથી પિતૃઓ પ્રસન્ન થાય અને તેથી જ આપણે સુખશાંતિમાં રહીએ."

"ભલે તું શ્રાદ્ધ કરવાનું કહે છે તો ઠીક પણ તેમાં બ્રાહ્મણોને ભોજનનું નિમંત્રણ દેવાનું નથી. કદાચ તું તેમ કરવાને તાણ કરશે તો હું કાણા, લંગડા, કાળા દાંતવાળા, મૂર્ખ, ચાડીયા, અસંતોષી, વેદ વગરના, નાસ્તિક, વ્યંગ, જુગટીયા, રોગિષ્ટ અને વ્યભિચારી બ્રાહ્મણોને ભોજનનું નિમંત્રણ આપીશ."

દોષ પણ સઘળો તેના પર જ ઢોળી પાડે છે. આવી રીતે સ્ત્રીજાતિની નિંદા કરવામાં કાયર નહિ થનાર પુરૂષો પોતાના જ આગ્રહી અને વેગવાળા સ્વભાવનો ચિતાર ખડો કરે છે.

વળી વૈરાગ્યનો આડંબર ધરાવનારા કેટલાએક પુરૂષો સ્ત્રીનું નામ સાંભળતાં જ તેના ઉપર ધિક્કાર બતાવી પોતાનું અર્ધદગ્ધ જ્ઞાન પ્રકટ કરે છે.[1]

---

" નહિ નહિ, હું પોતે જ વેદ અને શાસ્ત્રોને પરાયણ, કુલીન, માન્ય તથા પુત્ર પૌત્ર અને સ્ત્રીઓ સહિત ઉત્તમ બ્રાહ્મણોને ભોજનનું નિમંત્રણ દઈ તેડી લાવીશ. હું તમારૂં વચન કદી પણ ખરૂં થવા દેનાર નથી."

" તું આ પ્રમાણે મારા બોલવાનું ઉલ્લંઘન કરી શ્રાદ્ધ કરવા ધારે છે એ મને બિલકુલ ગમતું નથી. મારે તો શ્રાદ્ધમાં નહિ ખપતા ચીણા, કોદરા, મસૂર, ચોળા, કળથી, તુવર, મઠ, ખજૂર, રીંગણાં, ગાજર અને ઘીસોડાં વગેરે પદાર્થો લાવવા છે."

" એમ થાય જ નહિ, હું તો ઘઉં, ચોખા, મગ વગેરે લાવી દૂધપાક, લાડુ, પુરી, ભાત, કેળાં અને આંબાનો રસ વગેરે ઉત્તમ ભોજનો તૈયાર કરી બ્રાહ્મણોને જમાડીશ; દક્ષિણા આપીશ અને ગાયનું દાન પણ કરીશ."

" ભલે, તું આ શ્રાદ્ધ પરાણે કરવા ધારે છે પણ પિંડોને ગળીવાળું વસ્ત્ર ઓઢાડવું અને ખરાબ તેલનો દીવો કરવો એ તો હું અવશ્ય કરીશ. એમાં તારે બિલકુલ આડે આવવું નહિ."

" એમ કેમ બને ? ઉત્તમ ઘીનો દીવો કરવો અને પિંડને પવિત્ર વસ્ત્ર ઓઢાડવું."

સારો ઉપાય હાથ લાગવાથી ઉદ્દાલકે બીજે દિવસ નિર્વિઘ્ને સાંગોપાંગ શ્રાદ્ધ સમાપ્ત કર્યું.

## જૈમિનિ.

કેવા હઠીલા સ્વભાવને પુરૂષે પોતાને અનુકૂળ કરી લીધો ? બીજો ઉપાય શું આમાં કદી પણ કામ લાગત ?

---

१. येऽप्यंगनानां प्रवदंति दोषान् वैराग्यमार्गेण गुणान् विहाय ।
ते दुर्जना मे मनसो वितर्कः सद्भाववाक्यानि न तानि तेषाम् ॥

પણ તેમણે વિચારવું જોઇએ કે ઇશ્વરી જ્ઞાન મેળવવામાં અને સંસારસાગરને તરી જવામાં સ્ત્રી જો વિઘ્નરૂપ હોત તો ઇશ્વર તેની સૃષ્ટિ જ શા માટે કરત? અને તેમાં અગત્યની વંશવૃદ્ધિની શક્તિ પણ શા માટે મૂકત? વાસ્તવિક વિચાર કરતાં પોતાનું અજ્ઞાન એ જ અંતરાયરૂપ છે. મનને વશ નહિ રાખી શકનારો પુરૂષ ગમે તો ઉજડ જંગલમાં જઈ વસે તોપણ તેને સંસારની ખરાબ ખટપટ છોડતી નથી, અને મનને વશ રાખી શકનારો પુરૂષ ગમે તો સંસારની ખટપટના મધ્યમાં બેસી રહે તોપણ કમળના પત્રને જળ જેમ સ્પર્શ કરી શકતું નથી તેમ તે ખટપટ તેને બિલકુલ સ્પર્શ કરી શકતી નથી. આમ છે તો પછી શાંતિ મેળવવાની ઇચ્છા રાખનાર પુરૂષે સ્ત્રીની વૃથા નિંદા શા માટે કરવી જોઇએ? સ્ત્રીઓને અધમતામાં લાવવાના પ્રયત્નો કરનારા પુરૂષો પોતે પણ અધમ સ્થિતિમાં ઘસડાતા જાય છે એ નિશ્ચય છે.

આ પ્રમાણે સ્ત્રીઓની અર્વાચીન સ્થિતિને તેની પ્રાચીન સ્થિતિ સાથે સરખાવતાં જમીન અને આસમાન જેટલો અંતર દેખાશે, અને તેવો અંતર પાડી દેનારા આત્મમાની અર્ધદગ્ધ પુરૂષો સિવાય બીજું કોઈ નથી. તેમની અર્વાચીન સ્થિતિ તરફ નજર કરતાં તેઓની સ્વતંત્રતા લુંટાઈ ગઈ છે અને ઉત્તમતા અદૃશ્ય થઈ છે. આનું મુખ્ય કારણ પુરૂષોની સ્વાર્થબુદ્ધિ અને આપખુદી જ છે, એમ સાબીત કરી આપવામાં આવ્યું છે, અને હવે પછી પણ તે બાબતને અનેક રીતે દેખાડી આપવામાં આવશે. આજે સમય પૂર્ણ થયો છે પણ જો હવે પછી કોઈ દિવસ નક્કી કરવામાં આવશે તો હું આ અમારા પોકાર વિશેષ આગળ ચાલવવા ઉત્સુક છું.

"ભાવતું હતું ને વૈદે બતાવ્યું" એ ન્યાય પ્રમાણે આ વિષય સાંભળવાથી પરિતૃપ્ત નહિ થયેલાં શાહાણાં સ્ત્રીપુરૂષોએ તરત જ તે પછીના રવિવારનો દિવસ નક્કી કર્યો અને સભા વિસર્જન થઈ. જ્યારે બીજો રવિવાર આવ્યો ત્યારે સભાનો સમય થતાં પહેલાં સભાસ્થાન સંપૂર્ણ ભરાઈ ગયું. સમય થતાં સરસ્વતીએ ઉભાં થઈ પોતાની જાતિના લુંટાઈ જતા હક્કને માટે પોકાર કરવો શરૂ કર્યો.

---

# પ્રકરણ ૪ થું.

## દિવસ ૬ ઠ્ઠો.

## સ્ત્રીજાતિની ઉત્તમતાને ઢાંકનાર કોણ છે? એ વિષે સરસ્વતીનું વ્યાખ્યાન.

સત્યવાનને સજીવન કરનારી સાવિત્રી, હરિશ્ચંદ્રને દુઃખમાં દિલાસો દેનારી તારામતી, રામચંદ્રને વનવાસમાં મદદગાર થયેલી સીતા, રાવણને ઉત્તમ ઉપદેશ આપનારી મંદોદરી, વાળીને કુટુંબક્લેશથી મુક્ત કરવાનો યત્ન કરનારી તારા તથા પાંડવોને ઐક્યથી આગળ વધારી પ્રખ્યાત કરનારી દ્રૌપદી તેમજ સુલોચના, ગાંધારી, અનસૂયા, અરૂંધતી તથા સુકન્યા વગેરે પ્રખ્યાત સ્ત્રીઓના ઇતિહાસો પરથી પ્રાચીન કાળની સ્ત્રીઓની સ્થિતિ વિષે અંતઃકરણ પર કેટલોક પ્રકાશ પડે છે. સ્ત્રીઓમાં ખોટા લાજનાં બંધનો, ઉપયોગી જ્ઞાન વધારવામાં શરમ તથા પુરૂષોનું સ્ત્રીઓ પ્રત્યે હલકું વલણ, આ ત્રણ બાબતો તે વખતમાં ન હતી એમ કહેવા માટે આપણને આગળનો ઇતિહાસ સહાયકારક થઈ પડે છે. તે વખતે સ્ત્રીઓનું માન ઘણી સારી રીતે જળવાતું એમ આપણા પૂર્વજ મહાત્મા મનુના લખવાથી સિદ્ધ થાય છે. હાલ જે વર્ગને જંગલી અને અનાદરણીય ગણવામાં આવે છે તે સ્ત્રીવર્ગને સંપૂર્ણ કેળવણી અપાતી હતી; જેથી તેઓને વાંચતાં, લખતાં, ચીતરતાં, ભરતાં, ઘર શણગારતાં અને સારી રીતે રસોઇ કરતાં આવડતી. પુરૂષો સ્ત્રીઓનું એટલું બધું માન જાળવતા કે તેઓ તેને પોતાની અર્ધાંગના ગણતા તથા ઘરની શોભારૂપ–સંસારના સારરૂપ સમજતા અને અંતઃકરણના ઉમળકાના પ્રાણપ્રિયે, વલ્લભે, દેવી, મહાદેવી, વગરે ઉત્તમ વિશેષણોથી બોલાવતા. તે વખતના પુરૂષો હાલના પુરૂષોની પેઠે સ્ત્રીઓ પર જુલમ ગુજારવામાં તો સમજતા જ નહિ. તેઓ સ્ત્રીજાતિની ઉત્તમતાનું ખરૂં તત્વ સમજતા એમ તેનાં આચરણો પરથી સાબીત કરી શકાય છે. સતીનો પ્રાણત્યાગ થતાં દેવાધિદેવ ગણાતા મહાદેવજીએ તેનાં અસ્થિ લઇ બાર વર્ષ સુધી તીર્થોમાં ફરી ગંગામાં

તે અસ્થિ નાખતાં તે ગળી જવાથી પોતાનો અપાર શોક પ્રદર્શિત કર્યો, સીતાની ગેરહાજરીમાં અડગ હિંમત અને ધૈર્યવાળા રામચંદ્રે છાતીફાટ વિલાપ કર્યો અને મદાલસાનું મરણ સાંભળી ઋતુધ્વજે જીવિત પર્યંત બીજી સ્ત્રી સાથે નહિ જોડાવાનો નિશ્ચય કર્યો. આ સઘળું તે સ્ત્રીઓની સ્થિતિ વિષે શું અનુમાન કરાવે છે? ગૃહસ્થાશ્રમમાં ઊંચો અધિકાર ભોગવનારી હોવાથી **ગૃહાધિષ્ઠાત્રી,** પતિને ઉત્તમ રસ્તે ચલાવનારી હોવાથી **પત્ની**[1], માન એટલે ચિત્તની ઉન્નતિ-વાળી હોવાથી **માનિની,**[2] ઘરને દીપાવનારી હોવાથી **દેવી** તથા **મહાદેવી,** મનને આનંદ આપનારી હોવાથી **રમણી**[3], પૂર્ણપ્રીતિનું પાત્ર હોવાથી **દયિતા,** ઘરના ભારને ઉપાડી લેનારી હોવાથી [4]**વધૂ** અને **પુરંધ્રી**[5], જનસમાજમાં સત્કાર પામનારી હોવાથી **મહિલા**[6] તથા ઉત્સવોના કારણરૂપ હોવાથી **મહિલા**[7] વગેરે અનેક મહત્ત્વદર્શક નામો ઉપરથી આજ આપણને માનવાને કારણ મળે છે કે પ્રથમ ભરતખંડમાં સ્ત્રીઓની ઘણી ઉત્તમ દશા હતી. લોકો તેનું ઉપયોગીપણું સમજી તેનું માન જાળવતા હતા. પુરુષો તરફની સગવડને લીધે સ્ત્રીઓ પણ વિશેષ વિદ્યાવિભૂષિત અને સદ્ગુણસંપન્ન હતી; તથા પુત્ર અને પુત્રીને સમાન જ ગણવામાં આવતાં હતાં. ધર્મ, અર્થ અને કામ જેને ત્રિવર્ગ કહેવામાં આવે છે અને તે મેળવાય તો જ આ માનવજીવિત સફળ થાય એમ ગણવામાં આવે છે તેમાં તેમ જ દેવતા, પિતૃ, અતિથિ વગેરેનો સત્કાર કે જે ગૃહસ્થાશ્રમીઓને જરૂરનો છે તે કરવામાં સ્ત્રી જે ખરેખરી મદદગાર છે તેની મદદની પુરુષોના મનમાં કદર હતી. તેઓ સમજતા કે સ્ત્રી

१ पतिं सन्मार्गं नयतीति पत्नी.

२ मानश्चित्तोन्नतिः सा अस्ति अस्या इति मानिनी

३ मनो रमयतीति रमणी.

४ गृहं वहतीति वधूः

५ पुरं-गेहं धारयतीति पुरंध्री. भानुजीदीक्षित.

६ मह्यते इति महिला.

७ महस्य-उत्सवस्य इला-भूमिः महेला.

વગર આપણુ એકલાથી એમાંનું કશું પણ બની શકે એમ નથી.[૮] તે વખતમાં સ્ત્રીઓને ભણાવવાની જરા પણ છીટ ન હતી. પ્રખ્યાત શાકુંતલના કર્તા કવિ કાલિદાસને તેની પ્રિયંગુમંજરી સ્ત્રીએ જ સુધારીને એવી ઉત્તમ સ્થિતિએ પહોંચાડયો હતો એમ પ્રબંધચિંતામણિ વાંચવાથી આપણે જાણી શકીએ છીએ. દ્રૌપદી, ચિત્રલેખા, રુકિમણી, દમયંતી અને ઉત્તરાકુમારી વગેરે પ્રાચીનકાળની સ્ત્રીઓ લખી વાંચી જાણતી, એટલું જ નહિ પણ તેઓ જૂદી જૂદી જાતની કળાઓમાં પણ પ્રવીણ હતી. વૈદ્યરાજ લોલિંબરાજની સ્ત્રી રત્નકલાએ કાવ્ય અને વૈદ્યકનો અભ્યાસ કર્યો હતો તથા જયદેવ કવિની સ્ત્રી પદ્માવતી સાહિત્યશાસ્ત્રમાં નિપુણ હતી. વિદ્યાવિલાસી ભોજરાજાની સભામાં સીતા નામની વિદુષી રાજસભામાં પુરૂષોની સાથે જાહેર ભાગ લેતી હતી.

પ્રાચીનકાળમાં સ્ત્રીઓની કેવી ઉત્તમ સ્થિતિ હતી એ બાબત પર જેટલું બોલીએ અને લખીએ તેટલું બોલાય અને લખાય તેમ છે, પણ આ સ્થળે પોતાની ચાલતી સ્થિતિને માટે જ સ્ત્રીઓનો પોકાર હોવાથી જે કાંઈ કહેવાનું છે તેને અંગે પ્રાચીન સ્થિતિનું ફક્ત દિગ્દર્શન જ કરાવી હવે આપણે તેની અર્વાચીન સ્થિતિ પર ધ્યાન આપીએ.

**અર્વાચીન સ્થિતિ**—આજ કાલ સ્ત્રીમંડળ તરફ નજર કરતાં તેમની ઘણી જ અધમ સ્થિતિ માલૂમ પડે છે. પૂર્વ કાળમાં તેમને મળતું માન આજ તદ્દન સુકાઈ ગયું છે. પુરૂષોના બુદ્ધિદોષથી તેમના અસલ રૂપમાં આજ ઘણો ફેરફાર થઈ ગયો છે. પુરૂષોનું એકલપેટાપણું તેઓને વિદ્યાદેવી સાથે વેર બંધાવવામાં ફાવી ગયું છે. બીજાઓનું મન રાખવા જતાં પોતાના ગેરલાભને નહિ સમજેલી ભોળી ભામિનીઓ કળાઓ સાથે કળાપો કરી બેઠી છે. તેમનાં પૂર્વ કાળનાં મહત્વદર્શક વિશેષણોનો લોપ થઈ તેને ઠેકાણે અધમતાસૂચક

---

૮ धर्मार्थकामसंसिद्धयै भार्या भर्तुः सहायिनी ॥
देवतापितृभृत्यानामतिथीनां च पूजनम् ॥
न पुंभिः शक्यते कर्तुमृते भार्या नृपात्मज ॥
मार्कंडेय.

વિશેષણો વપરાવા લાગ્યાં છે. મૂર્ખતાનાં બ્હેનપણાથી અને આપમતલબી લોકોના અધમ પ્રપંચોથી તેઓ પાઇની પાંચશેર થઈ ગઈ છે. પુરૂષોએ પોતાની સત્તાને નિષ્કંટક કરવા સ્ત્રીઓથી અમારી રજા સિવાય કંઇ પણ શુભ કાર્યો પણ પોતાની સ્વતંત્રતાથી થઈ શકે નહિ આવો મોટો દાબ મૂકતાં તેમના સદ્દગુણો દબાઈ જાય છે, અને સદ્દગુણો દબાઈ જવાથી દુર્ગુણો દેખાવ દે છે. આજકાલની સ્ત્રીઓ આચારવિચાર તથા નીતિરીતિથી ઘણે દરજ્જે ભ્રષ્ટ થઈ ગઈ છે. પૂર્વ કાળના ઉત્તમ સંગીતશાસ્ત્રને એક બાજુ મૂકી નીચ અને નિર્લજ ફટાણાનાં ગીતો ગાવાં, મરનારની પાછળ ચકલે ચકલે ઉઘાડે માથે ઉભી નિર્લજની રીતે કાણો કરી છાજીયાં લેવાં, છોકરીઓને પણ મોળાકત વગેરે વ્રતોમાં કાણકુટણાં શીખવવાં, પરાઈ નિંદા કરવી, વહેમી સ્વભાવ રાખવો, ઘડીએ ઘડીએ વિના કારણ જૂઠું બોલવું અને ઘરનો ધણી થાક્યો પાક્યો બહારથી આવે ત્યારે તેની પાસે કાંઇની કાંઈ લપ લઈ બેસવી, વગેરે અનેક અવગુણો તેમનાં અંતઃકરણોમાં ભરાઈ બેઠા છે, તથા પોતાને કે બચ્ચાંને કાંઈ રોગ થાય તો સ્ત્રીવૈદ્ય કે ડાકટરની સલાહ ન લેતાં ઘરવણાઉ જંગલી ઉપાયો કરવા, છોકરું ન થતું હોય તો અજ્ઞાન સૂયાણીઓનાં ઓસડ કરવાં અને મંત્રજંત્ર વગેરેમાં ઠગાવું ઇત્યાદિ અનેક કુમાર્ગો આધુનિક સ્ત્રીમંડળમાં સજ્જડ મૂળ કરી ગયાં છે.

સ્ત્રીઓનો સ્વભાવ એકંદર ભોળો હોવાથી તે એકદમ ભરોસો કરે છે. સંતતિ, સંપત્તિ અને પતિની પ્રીતિ મેળવવા સારૂ તે મરી પડે છે. સંતતિ મેળવવા સારૂ તે બાળકની વિષ્ટાપર્યંત ચાખવા ચૂકતી નથી, જનાપવાદથી ડરી પોતાનો જીવ પણ આપે છે. પતિની મમતા મેળવવા માટે તે ઘણા ઠગારાઓ પાસે ઠગાઈ જાય છે. કેટલાક સાધુઓ તેને કહે છે કે કાળી ચૌદશને દહાડે નાહી ધોઈ વસ્ત્રરહિત થઈ અગિયાર હનુમાનનાં દર્શન કરવાથી તેને પુત્ર થશે. આવા નાના પ્રકારના ઢોંગ સાંભળી તેની ઉપર તરત ભરોસો કરી તેવું સાહસ પણ કરે છે. આવું કામ કષ્ટસાધ્ય છતાં પણ તે પાછી હઠતી નથી. કેટલીક સ્ત્રીઓ પોતાનાં છોકરાં જીવતાં ન હોય તેથી તેનાં કઢંગા હુલામણાનાં નામ પાડે છે. એક સ્ત્રીએ પોતાના છોકરાનું નામ ત્રણ

કોડી પાડ્યું હતું, તે એવી ધારણાથી કે "યમરાજા આવી ત્રણ કોડી જેવી ચીજ સામે શું જોવું" એમ ધારી મારા દીકરાને મારે નહિ. આ ઉપરથી તેઓ કેટલી બધી મૂર્ખ અને અવિચારી બની ગઈ છે તે સહજ ધ્યાનમાં આવે એવું છે.

સ્ત્રીઓ હાલ જે અધમદશામાં આવી પડેલી છે અને તેઓની કેટલી-એક કબૂલ કરવા જેવી જે નિંદા થાય છે તેનું કારણ તેઓનું અજ્ઞાન જ છે, અને તેમના અજ્ઞાનનું કારણ પુરૂષો છે. તેઓએ સ્ત્રીઓના મનને એટલાં બધાં જુલમી દાબથી દાબી દીધાં છે કે વિપકૃમિ ન્યાયની પેઠે સ્ત્રીઓ પણ પોતાની પૂર્વની સઘળી ઉત્તમતા ભૂલી જઈ તેમાં જ સંતુષ્ટ રહે છે. હૃદયમાં આ પ્રમાણે પેઠેલી બેપથી તેઓ એટલી બધી અધમ થઈ ગઈ છે કે તે પોતાની અધમતાને અધમતારૂપે જાણતી નથી. લાંબા વખત સુધી કેદમાં રહેલા કેદીની માફક તેઓને સ્વતંત્રતાની ઇચ્છા જ થતી નથી; અને તેઓ એવી મૂર્ખ બની ગઈ છે કે જ્ઞાનને ધિક્કારે છે. અજ્ઞાનથી શું [1]નુકસાન થાય છે તે તેઓના ધ્યાનમાં આવતું નથી. કેળવાયેલી સ્ત્રી પોતાના પતિ તથા પુત્રાદિકને લાખો રૂપીયા કરતાં પણ વધારે કિંમતી મદદ આપી શકે છે એ વાતને તેઓ કાન નીચેથી જ કહાડી નાખે છે. આ સઘળાનું કારણ પુરૂષો જ છે.

સ્ત્રીઓ જેમ જેમ પુરૂષો પ્રત્યે વિશેષ વિનીત વર્તણુક રાખતી ગઈ તેમ તેમ તેઓ તેને દબાવતા ગયા. શાસ્ત્રોમાં સ્ત્રીઓને નમ્ર રહેવાનું કહેલું છે ખરૂં પણ બધી વાત હદમાં જ શોભે છે. સુખોત્પાદક બાબત પણ જો હદ બહાર જાય છે તો તે દુઃખ ઉપજાવનાર થઈ પડે છે. તેમ સ્ત્રીઓએ પણ હદ રાખી નમ્ર રહેવું જોઈતું હતું. તેને બદલે પોતાની જ સ્વાર્થતા કરનારા પુરૂષો પાસે તેમણે અતિ નમ્રતા બતાવી. જેમાં પુરૂષોએ પોતાની સત્તાનો પાયો નાખી દીધો, તોપણ સ્ત્રીઓએ પોતાનો નમ્રપણાનો ગુણ છોડ્યો નહીં. આ બાબત પુરૂષોએ ખરેખર વિચારવા જેવી છે.

---

१. अज्ञानं खलु कष्टं क्रोधादिभ्योऽपि सर्व पापेभ्यः ।
अर्थं हितमहितं वा न वेत्ति येनावृतो लोकः ॥

સ્ત્રીઓને ગોંધી રાખવાના પ્રકારથી તેમના સદ્‌ગુણો ભારેલા અગ્નિની માફક ઢંકાઈ જાય છે. પણ જો તેઓને યોગ્ય છૂટ મળે છે તો તે સદ્‌ગુણોનો ચળકાટ બતાવ્યા વગર રહેતી નથી. એ વિષે નીચેના દાખલાથી સ્પષ્ટ જણાઈ રહે છે.

[૨]પૂર્વે કબાદ નામના કોઇ બાદશાહને તમામ ઓરતો પરથી ઈતબાર ઉઠી ગયો હતો, અને તેથી તે પોતાની દિલારામ નામની હુરમને હમેશાં સાથે જ રાખ્યા કરતો. એક દિવસ તે પોતાની હુરમને સાથે લઈ શિકાર કરવા ગયો. ત્યાં જંગલમાં એક કઠિયારો તેના જોવામાં આવ્યો. આ કઠિયારો એટલો બુઢ્ઢો હતો કે તે ચાલવામાં પણ અશક્ત હતો, તોપણ ગરીબાઈને લીધે તેનાથી પોતાનો ધંધો છોડાય તેમ ન હતું. બાદશાહના દેખતાં તે ઉપાડેલા લાકડાના ભારા સહિત પડી ગયો. માંડ માંડ ઉઠી ફરી ચાલતો થયો. આથી બાદશાહને દયા આવી અને પોતાની સાથે જે પોતાનો મુખ્ય વજીર હતો તેના મારફત પૂછાવ્યું કે તેનું નામ શું છે? કઠિયારે પોતાનું નામ કબાદ જણાવ્યું. પોતાનું અને તેનું નામ સરખું છતાં સ્થિતિમાં આવડો મોટો ફેરફાર જોઈ બાદશાહ હેરત થયો અને વજીરને પૂછ્યું કે નામ સરખાં છતાં નસીબમાં આવડો બધો મોટો ફેરફાર શા કારણથી હશે ? વજીરે શુભાશુભ ગ્રહનો યોગ એ જ કારણ છે એમ જણાવતાં બાદશાહની હુરમ દિલારામ વચમાં બોલી ઉઠી કે આની ગરીબીનું કારણ એ જ છે કે તેના ઘરમાં ઓરત નથી અને છે તો નાલાયક છે. જો લાયક હોય તો તે તેને આપની બરોબર જ બનાવે. આ સાંભળી બાદશાહે ગુસ્સે થઈ તેનો સઘળો કિંમતી પોશાક ઉતારી લઈ એક જુની બનાતની ચાદર ઓઢાડી કહ્યું કે જા હું તને તેને હવાલે કરી દઉં છું. જોઇએ તું તેને કેવી રીતે મારી બરોબર બનાવે છે. આમ બોલી બાદશાહ ચાલતો થયો.

દિલારામે વિચાર કર્યો કે ગજબ થઈ, પણ હવે કરવું કેમ ? પછી લાચાર થઈ તે પેલા કઠીઆરા પાસે ગઇ અને તેને પોતાનો ધર્મનો

૨. " પાસ્તાને અમીર હમજી " માંથી.

પિતા જણાવી તેની ચાકરી કરવાનું કબૂલ કરી તેની સાથે તેને ઘેર જવા માગણી કરી. કઠિયારો તેની ખુબસુરતી જોઈ હેરત બની ગયો, અને બોલ્યો કે દીકરી ! મારૂં ઘર તારા યોગ્ય નથી અને મારે ઘેર કશું ખાવાનું પણ નથી. દિલારામે કહ્યું કે હું તારી પાસેથી કશું ખાવાનું માગવાની નથી એ વાતની ખાત્રી રાખ. એમ કહી તે તેની સાથે ચાલતી થઈ. જ્યારે કઠિયારાનું ઘર આવ્યું અને તેની ઓરતે જોયું કે પોતાનો ધણી એક જુવાન ઓરતને સાથે લેતો આવ્યો છે ત્યારે તે દોડી અને પોતાના ધણીને એક ચંભો ચોડી કહેવા લાગી કે, અરે, આ તને શું સૂઝ્યું કે ઘરડે ઘડપણ તું મારા પર સોકય લાવ્યો. દિલારામ આગળ આવી એ ઓરતનો હાથ ઝાલી નમ્રતાથી કહેવા લાગી કે મા ! મેં આને ધરમનો બાપ કરેલો છે, ખાલી ગુસ્સો શા વાસ્તે કરો છો? તે ઓરત આ વચનથી શરમાઈ ગઈ અને દિલારામની સાથે ઘરમાં જઈ બેઠી. કઠિયારો બજારમાં ભારો વેચી તેના પૈસામાંથી તૈયાર ખોરાક લાવ્યો. ઘરમાં આવતાં જ તેનાં બાર તેર છોકરાં જેમાંનાં કેટલાંક આંધળાં અને કેટલાંક પાંગળાં હતાં તે ખાઉં ખાઉં કરતાં પેલા ખોરાક પર તૂટી પડ્યાં અને કોઈનું પણ પેટ પૂરૂં ભરાયું નહિ.

બીજે દિવસે તે બૂઢો લાકડાં કાપવા ચાલ્યો ત્યારે દિલારામે કહ્યું કે આજ તૈયાર ખોરાક ન લાવતાં લાકડાના જે પૈસા ઉપજે તેના ઘઉં લાવજે. બૂઢે તે પ્રમાણે કર્યું અને દિલારામે પાડોશીને ત્યાં જઈ તેનો લોટ દળી તેમાંથી રોટલી કરી સર્વને ખવરાવી. જે પૈસા એક દિવસમાં રણછણ થઈ જતા તે પૈસાથી આખા ઘરનું ત્રણ દિવસ સુધી સારી રીતે ગુજરાન ચાલ્યું. આમ કરતાં કેટલેક દિવસે પૈસાની એક નાની સરખી રકમનો પણ બચાવ થયો એટલે દિલારામે એક ગધેડો વેચાતો લઈ દઈ બુઢ્ઢાને કહ્યું કે હવેથી આ ગધેડા પર લાકડાં લાવ્યા કરો જેથી તમને મહેનત ન પડે અને ચીજ પણ ઘણી આવે. કઠિયારે તેમ કરવા માંડ્યું અને તેમાંથી એક વરસ દહાડામાં તો દિલારામે તેને બીજા પાંચ ગુલામ અને કેટલાએક ગધેડાં લઈ દીધાં. ઘરનું આખું સ્વરૂપ ફરી ગયું અને ઘરમાં ઘણું રાચરચીલું થઈ ગયું.

ગરમીના દહાડા આવતાં તેણે શિયાળામાં લાકડાં મોંઘાં વેચાશે એમ

જણાવી પહાડની તળેટીના કોઈ મોટા ખાડામાં તેનો જમાવ કરવા કહ્યું, અને કઠિયારે પણ તેમ જ કર્યું. શિયાળાની મોસમ આવતાં બાદશાહ કબાદ ત્યાં શિકારે આવ્યો અને સાંજ પડી જતાં તેણે મુકામ પણ પેલા લાકડાનો જમાવ હતો તેટલામાં જ કર્યો. રાતની ઘણી સખત ઠંડી પડી કે જેથી બાદશાહે ત્યાં પડેલાં એ સઘળાં લાકડાં સળગાવવાનો હુકમ કર્યો. આખા લશ્કરે આખી રાત તાપી તાપીને પોતાનો જીવ બચાવ્યો. બે ત્રણ દિવસ પછી કઠિયારો ત્યાં બેસીને ખૂબ રોયો. તે જગોએ સોનાની એક ખાણ હતી તે લાકડાની અગ્નિની આંચથી ઓગળી તેના સોનાનાં ઢીમનાં ઢીમ થઈ રહ્યાં હતાં. કઠિયારો લાકડાના થોડાએક કોલસા તથા એકાદ તે સોનાનો પથ્થર, ઓરતોને મસાલો પીસવા કામ લાગશે એવો જોઈ ગધેડા ઉપર નાખી દિલારામ પાસે આવ્યો અને તે તેને બતાવી, પોતાનું નસીબ ફુટી ગયાની વાત દિલગીરીની સાથ સંભળાવી. સોનાની છીપર દિલારામે ઓળખી અને પોતે સઘળા નોકરો સાથે ત્યાં ગઈ. સોનાના સઘળા પથ્થરો જૂદા કઢાડી એક મોટો ખાડો કરી ત્યાં દાટ્યા અને તેમાંના થોડાએક ગધેડાં પર નખાવી કબાદને કહ્યું કે આ કાગળ લઇ તું બસરા શહેરમાં જા અને ત્યાં ફઝીલ જર્ગર નામનો એક માણસ રહે છે તેને મેં ભાઈ કર્યો છે તેને તું એ કાગળ આપશે એટલે તે તને આના સિક્કા પાડી દેશે તે તારે અહિં લાવવા. આમ ભલામણ કરી તેને રવાના કર્યો અને પાછળથી દિલારામે કારીગરોને બોલાવી ત્યાં એક બાદશાહી મહેલ તૈયાર કરાવ્યો, અને બાદશાહે પોતાનો ત્યાગ કર્યો હતો તે વખતનાં કેટલાંએક ચિત્રો ચિતરાવી દરેક દરવાજે તે ટંગાવ્યાં. થોડા વખતમાં કબાદ કઠિયારો પણ પેલા સોનાના સિક્કા પડાવી લાવ્યો અને દિલારામે તેને ગરમ પાણીથી નવરાવી બાદશાહી પોશાક પહેરાવી નોકરોને હુકમ કર્યો કે આજથી આને કોઇએ પણ કઠિયારો કહેવો નહિ.

બે ચાર દિવસ પછી કબાદને વજીરની મુલાકાત લેવા દિલારામે કહ્યું. તે ત્યાં ગયો અને બાદશાહી પોશાક પરથી સારૂં માન પામ્યો, અને હમેશ તેની પાસે જવા લાગ્યો. થોડા દિવસ પછી દિલારામે તેને કહ્યું કે આજ તમે વજીર પાસે બાદશાહની મુલાકાત કરવાની માગણી કરો. તે સાંભળી કબાદ વ-

જીર પાસે ગયો અને બોલ્યો કે હું બાદશાહની મુલાકાતનો ઉમેદવાર છું. વ-જીરે કહ્યું બહુ સારૂં, કાલ આપણ બન્ને સાથે જઈશું. આ સાંભળી કબાદ ઘેર ગયો અને તે વાત તેણે દિલારામને કહી. ત્યારે દિલારામે બીજે દિ-વસે તેને બરોબર બાદશાહના જેવો જ પોશાક પહેરાવી ત્યાં મોકલ્યો. વજીર અને કબાદ એ બન્ને રાજદરબારમાં ગયા. કબાદને બહાર ઉભો રાખી વજીર અંદર ગયો અને બાદશાહ પાસે જઈ તેણે અરજી કરી કે "નામદાર! એક કબાદ નામનો સોદાગર આપનો મુજરો કરવા ચાહે છે." બાદશાહે ફરમાવ્યું કે "ભલે એને અંદર બોલાવો."

બાદશાહી હુકમ મુજબ સિપાઈ બહાર આવ્યો અને નામ પૂછી તેને અંદર તેડી ગયો. દિલારામે શિખવી મૂકેલું કે રાજદરબારમાં પ્રથમ ડાબો પગ મૂકવો અને પછી જમણો પગ મૂકવો. પણ આ ભાઈએ તો આખી જીંદગી લાકડાં કાપવામાં જ ગુજારેલી તેથી ડાબાજમણાની પણ ખબર ન હોવાને લીધે બન્ને પગે કૂદકો માર્યો. અંદર આરસપહાણની લાદી પાથરેલી હોવાથી લપસી પડ્યા અને સઘળા ઉમરાવો મ્હોં આડો ડૂચો દઈ હસવા લા-ગ્યા. પણ વજીર તેડી લાવેલ હોવાથી કોઈ બોલ્યું નહિ. બાદશાહે તેને મળ-તી વખતે પોતાના હાથમાંની એક સાકરની દડી આપી, જે તે ઝટ પોતાના મ્હોંમાં મેલી ગયો, અને વજીર શરમીંદો થઈ રહ્યો. કબાદ દિલારામ પાસે ગયો અને બનેલી સઘળી હકીકત તેને કહી સંભળાવી. કબાદની બેવકુફીથી તે દિલગીર થઈ અને બોલી કે "બાદશાહે આપેલી ચીજ તે જ વખત કોઈ પણ ખાઈ જાય?" તેણે પૂછ્યું કે "તેમ નહિ તો શું કરે?" દિલારામે જવાબ દીધો કે "બાદશાહે આપેલી ચીજ માથા પર ચડાવવી જોઈએ." આ વાત તેણે યાદ રાખી અને બીજે દિવસ ત્યાં ગયો ત્યારે બાદશાહ જમતો હતો, તેણે તેને એક શેરવાની રકાબી આપી. કબાદને દિલારામની વાત યાદ આવી કે બાદશાહની આપેલી ચીજ માથા પર ચડાવાય. આથી તેણે પેલી રકા-બી પોતાના માથા પર ઉંધી વાળી. શેરવો ઢોળાઇ ગયો અને તેની દાઢી તથા મુછ ઉપર ઉતરી નીચે ટપકવા લાગ્યો. બાદશાહે જાણ્યું કે આ કોઈ બેવકુફ

છે; કારણ કે રોજ નવા નવા તમાસા કરે છે. પણ તેનો પોશાક પોતાના સરખો જ હોવાથી બાદશાહ વિચાર કરી બેસી રહ્યો. પછી દિલારામે કરેલી સૂચના પ્રમાણે કબાદે બાદશાહને પોતાના મકાન પર આવવા અરજ કરી. બાદશાહે એ વાત કબૂલ રાખી અને કબાદ ત્યાંથી ઉઠ્યો.

બીજે દિવસ બાદશાહ કેટલાક સરદારો સહિત તેને ઘેર ગયો, ત્યારે કબાદ સામે આવ્યો. બાદશાહ તેના મકાનના દરવાજા સૂધી આવ્યો ત્યાં પેલાં ચિત્રો તેની નજરે પડયાં કે જેથી પોતે ઘણા વખત પહેલાં દિલારામને કઠિયારાને સોંપી દીધી હતી એ વાત બાદશાહની આંખ આગળ અને મન આગળ તાદશ ખડી થઈ. તેને ઘણો અફસોસ થયો અને આંખોમાં પાણી આવ્યાં. બાદશાહ તે બંગલો જોઈ વિસ્મય પામ્યો કે આનો તમામ ઠાઠમાઠ મારા બંગલા સરખો છે. જેણે આ ઇમારત બાંધી છે તે મારા બંગલામાં ઘણાં વર્ષ લગી વસેલો હોવો જોઇએ, એમાં ફરક નહિ. જે ખંડમાં જાય ત્યાં દિલારામની તસબીર નજરે પડતી હતી. બાદશાહે પોતાની બેઠક લીધા પછી દિલારામ સઘળા શૃંગાર સજી એક બાજુ ઉભી રહી. બાદશાહની નજર તેણી તરફ ગઈ અને તેણે કબાદને પૂછ્યું કે આ ઓરત કોણ છે ? તેણે કહ્યું કે એ મારી છોકરી છે, આપથી કાંઈ પડદો નથી. બાદશાહે તેને ઓળખી કાઢી અને પૂછ્યું કે તું દિલારામ છે ? તેણે કહ્યું હા, હજુર, અને જે આપની નજર આગળ ઉભેલો છે તે પેલો કબાદ કઠિયારો છે કે જેને હવાલે આપે આ લોંડીને સોંપી હતી, તે આ દરજ્જે પહોંચ્યો છે. બાદશાહે દિલારામને છાતી સરસી ચાંપી અને ચુંબન લીધું, અને તેનો હાથ ઝાલી બાહેર લાવ્યો ત્યારે સઘળા સરદારો પણ ખુશી થયા. દિલારામને મલીકબાઝારગાંનો ખેતાબ આપવામાં આવ્યો અને તે દિવસથી બાદશાહ ઓરતોની મહત્તા સમજવા લાગ્યો.

આ પ્રમાણે સ્ત્રીની મહત્તા અને તેના સ્વાભાવિક મૂળ ગુણો પર લક્ષ નહિ આપનારા કેટલાએક અક્કલના અંઠાસ પુરૂષો **ढोल गँवार क्षुद्रपशु नारी, ए सब ताडनके अधिकारी** આ તુલસીકૃત રામકથાની ચોપાઈ પોતાના દુરાગ્રહના બચાવ માટે વખતોવખત ઢાલ તરીકે આગળ ધરે છે. તેમની આ

લોકવિખ્યાત દાખલના હાલહવાલ એવી રીતે થાય છે કે પ્રથમ તો તુલસીદાસ પોતાના વાક્યમાં સ્ત્રીની નિંદા કરે જ નહિ; કારણ કે તેને રામભક્તિનો સબળ ઉપદેશ કરનાર ગુરૂ તરીકે તેની સ્ત્રી જ[1] હતી, અને તેથી તુલસીદાસ કે જેને

૧. તુલસીદાસની સ્ત્રીનું નામ મમતા હતું. તે કોઈ દિવસ તેની રજા લઈ પોતાને પિયર ગઈ, ત્યાં થોડા દિવસ રહી. આખરેમિર વિષયાંધ થયેલો તુલસીદાસ તેનો વિયોગ સહન ન થઈ શકવાને લીધે ભાદરવા વદ અમાસને દિવસે પોતાના પિતાનું શ્રાદ્ધ કરી બ્રાહ્મણોને ભોજન કરાવી રાતવખતે ગામ-બહાર ચાલી નીકળ્યો. ઘણા અંધારામાં તમરાઓના શબ્દની તથા ભયંકર પશુઓની ગર્જના સંભળાઈ રહી હતી તેવા વખતમાં તે બન્ને કાંઠામાં ભર-પૂર વહેતી ગંગાનદી પાસે આવી પહોંચ્યો. પૂરજોસમાં વહેતી ગંગા કોઈ રીતે ઉતરાય તેમ ન હોતી માટે હવે શું કરવું ? એમ વિચાર કરે છે તેવામાં એક મડદું તેના જોવામાં આવ્યું. **कामांधो नैव पश्यति** ( કામાંધ પુરૂષ ખરૂં શું છે તે દેખી શકતો જ નથી ) આ જગજાહેર નિયમ પ્રમાણે મડ-દાને હોડી ગણી તે પર બેસી તુલસીદાસ ગંગાના સામા કાંઠા પર ઉતરી પડ્યો અને જોસમાં ને જોસમાં પોતાના સસરાને ઘેર આવ્યો. ત્યાં બધાં દ્વાર બંધ કરેલાં હોવાથી પોતાની સ્ત્રીની સુવાની મેડીની બારી સામે નજર કરતાં એક કાળોતરો નાગ તે બારીથી ભોંયસુધી લટકતો તેના જોવામાં આવ્યો. તે જોઈ તુલસીદાસે વિચાર કર્યો કે અહો ! મારી સ્ત્રીનો મારા પર કેવો પ્રેમ છે ! તેણે મારા આવવાની આશાથી ગંગા ઉતરવા માટે હોડી તૈયાર રાખી હતી અને અહીં પણ રાંઢવું બાંધી સગવડ કરી રાખી છે. ( **कामी स्वतां पश्यति**–કામી પુરૂષ સઘળું પોતાને માટે જ દેખે છે.) તો હવે એ દોરી પકડી મેડી પર જઈ તરત તેને મળું. એમ વિચાર કરી તે એકદમ સર્પને પકડી ઉપર ચડી ગયો અને પોતાની સ્ત્રીને જઈ મળ્યો. મમતા આશ્ચર્ય પામી પૂછવા લાગી કે આવી અંધારી ભયંકર રાત્રિમાં તમે અહીં કેવી રીતે પહોંચ્યા ? તુલસીદાસે સઘળી હકીકત કહી સંભળાવી અને તેના પ્રેમનાં વખાણ કર્યાં. આથી વિ-શેષ વિસ્મય પામી તપાસ કરતાં મમતાને તેનું પૂર્ણ વિષયાંધપણું ચોખ્ખી રીતે

સ્ત્રીથી મોટો લાભ મળ્યો હતો તે સ્ત્રીજાતિને તાડનની અધિકારી કેમ ઠરાવે ? રામાયણની બીજી અનેક સુંદર ચોપાઇઓને નહિ બોલતાં આ બે પાઈ-( અરધી ચોપાઈ ) ને મુખપાઠ કરી તેના અર્થને સ્ત્રીતાડનવ્યાપારાનુકૂલ ગણી તેને બે પાઈની કિંમતની જ કરી નાખનારા અંધપરંપરામાં ઘસડાતા પુરૂષોએ હવે તો તેનો ખરો અર્થ સમજવો જોઈએ છીએ. ઢોલ, ગમાર, ક્ષુદ્રપશુ અને ક્ષુદ્રનારી એ સર્વ તાડનના અધિકારી છે એમ એ ચરણમાં ક્ષુદ્ર એ પદનો પશુ તથા નારી એ બન્ને શબ્દ શાથે સંબંધ છે. અથવા પશુનારી એ-ટલે પશુતુલ્ય નારી એ તાડનની અધિકારી છે, એમ પણ અર્થ થઈ શકે છે; પણ કાંઈ સઘળી સ્ત્રીઓને માટે તાડનનો પ્રકાર સિદ્ધ થઈ શકતો નથી. વળી કદાચ તમો આગ્રહ કરીને કહેશો કે એ ચરણનો અર્થ તો અમે સર્વ નારી-જાતિને લાગુ પાડીશું; કારણ કે તમારા કથા પ્રમાણે તુલસીદાસે કાંઈ વિવે-ચન કરી જણાવેલું નથી. જો આમ કહેતા હો તો તેને માટે એમ જ કહેવું જરૂરનું છે કે એ આખું ચરણ અગ્રાહ્ય છે. કારણ કે પાજ બાંધવા વખત પોતાના બાણથી શોષણ કરવા માટે તૈયાર થયેલા ક્રોધાતુર રામચંદ્ર પાસે ભય-ભીત અને વિહ્વળ બની ગયેલા જલાત્મક ( જડાત્મક ) સમુદ્રનું એ બોલવું છે. ભયભીત અને વિહ્વળ દશામાં મનોવૃત્તિ બહેર મારી ગયેલી હોય છે તે વખતે જેમ મોઢામાં આવે તેમ બોલી જવાય છે, તેથી તેવા પ્રસંગમાં બો-લાયેલું પ્રમાણ ગણી શકાતું નથી.

વળી બીજો કંઈ પણ વિચાર નહિ કરતાં સ્ત્રીને તાડનની અધિકારી ઠરાવીએ તો તેમાં વિકલ્પ એ થાય છે કે સ્ત્રી નિત્ય તાડનની અધિકારી છે કે કોઈ વખતને જ માટે ? જો નિત્ય તાડનની અધિકારી છે તો હમેશાં પ્રહાર કરવાથી તેનું જીવન ટકશે નહિ, અને થોડી મુદતમાં આ આખો સંસાર ઉજડ વેરાન થઈ જશે. જો બીજા પક્ષ ઉપર આવશો તો તેમાં પણ અમારૂં

---

જણાઈ આવ્યું, અને તરત જ એ વિવેકી વિદુષી બાઈએ તેને એવો અસરકારક ઉપદેશ આપ્યો કે જેથી તુલસીદાસ ભવપ્રવાહમાં આગળ તણાતા અટકી રામભક્તિમાં લીન થયો.

પૂછવું છે કે કોઈ વખત પણ શા માટે? અપરાધને લઈને, એમ કહેશો તો તે અમને ઈષ્ટ છે, કારણ કે જેમ સ્ત્રી તેમ પુરૂષ પણ કોઈ વખત અપરાધમાં આવે છે, જેથી આ બાબત તો બન્નેને સમાન છે. માટે ઉપરના વચન પર શ્રદ્ધાજડ નહિ બનતાં તેમાં વિવેકબુદ્ધિ વાપરી સમગ્ર સ્ત્રીઓને તાડનની અધિકારી નહીં ગણો. સ્ત્રીઓ કે જેઓ પુરૂષોને પૂરતી મદદ કરનારી અને તેમની તાબેદારી ઉઠાવનારી છે તેઓને તે બાબતનો યશ આપવાને બદલે ઉલટી તાડનની અધિકારી ઠરાવવી એ તો "જશને બદલે જુતીયાં મારવાનો પ્રકાર બને છે."

આવા ખોટા વિચારો પાછળ દોરાઈને પુરૂષોએ પોતાના પગો પર જ કુહાડા માર્યા છે. સ્ત્રીઓના પર અજ્ઞાન અને પરાધીનતાનો પડદો નાખી તેઓના અસલરૂપને ઢાંકી દઈ સંસારને નિઃસાર બનાવનારા પણ પુરૂષો જ છે. **चौरापराधान्मांडव्यनिग्रहः** એ ન્યાય પ્રમાણે કુભાર્યાને માટે કરેલા પ્રતિબંધો સુભાર્યાને પણ લાગુ પાડી ગૃહસ્થાશ્રમની સ્થિતિને તદન બદલી ખરાબ કરી નાખી છે, અને હવે એ ખરાબીનું કારણ બિચારી સ્ત્રીઓ ગણાવા લાગી છે. હાલમાં સ્ત્રીજાતિમાં જો આપણે કાંઈ પણ ખરાબી દેખતા હોઈએ તો તેનું કારણ પણ પુરૂષો જ છે. કારણ કે સ્ત્રીઓ નિરંતર પરાધીનપણે પુરૂષના સમાગમમાં જ રહી છે અને તેથી "જેવો સહવાસ તેવો [1]પાસ" એ કહેવત પ્રમાણે તેમના પર પુરૂષોના અયોગ્ય વિચારો અને અયોગ્ય આચરણોની અસર થઈ છે.

પુરૂષ નઠારો હોવાથી સ્ત્રીને સુખને બદલે દુઃખ થાય છે. એક કવિએ કહ્યું છે કે "નેષ્ટ નાથથી શ્રેષ્ટ છે, નારી માટે મોત." પુરૂષમાં એક ગુણ સારો હોય અને સ્ત્રીમાં બીજો ગુણ સારો હોય તો તેઓ એક બીજાને સુધારે અને એક બીજાના સુખમાં ખલેલ ન પહોંચાડતાં એકતા કરે. પરંતુ સદ્‌ગુણોની બિલકુલ કદર નહિ કરનારા નઠારા ધણીના સંબંધથી સ્ત્રીના સદ્‌ગુણની સર (પ્રવાહ) ક્ષય પામતી જાય છે. માટે તેવા પુરૂષ સાથે અરધું

---

१. यादृशैः सन्निविषते यादृशांश्चोपसेवते ।
यादृगिच्छेच्च भवितुं तादृग्भवति मानवः ॥

પરણું બનવા કરતાં તદ્દન ન બનતું હોય એ વધારે સારૂં છે; કારણ કે ન બનવાથી અલગ રહેવાનો પ્રસંગ આવે છે, અને તેથી સદ્ગુણો મેળવવા હોય તો મેળવી શકાય છે; પણ અરધું બને એટલે સાથે રહેવાય છે અને સાથે રહેવાથી કદાચ વાન ન આવે તો સાન તો આવે છે. દુર્ગુણી પુરૂષના સમાગમમાં રહેવાથી સદ્ગુણી સ્ત્રીના સદ્ગુણો જતા રહે છે; દુર્ગુણીનું તો કશું જતું નથી. સદ્ગુણી સ્ત્રી જે બાબત ઉપર કોઈ દિવસ ધ્યાન આપતી નથી તે બાબત ઉપર નઠારા ધણીના પ્રસંગને લીધે તેને ધ્યાન આપવું પડે છે.[1] સતી મંદોદરીને રાવણની ઉશ્કેરણીથી સીતાને પોતાના ઘરમાં બેસવા સમજાવવા જવું પડ્યું હતું. મંદોદરીએ પતિનું વચન માન્ય કરી પોતાના સ્વામીનાથના મનની ઇચ્છા પૂર્ણ કરવા માટે સીતાને પોતાની બેન (શોકય) બનાવવા તેની પાસે જઈ પુષ્કળ બોધ આપ્યો કે, સીતાજી! રામ અને રાવણ એ બન્નેની એક જ રાશિ છે. રાવણનું પરાક્રમ, ધન, દોલત અને રાજ્ય કેવું છે તે તરફ જુઓ, અને રામને વનવાસ હોવાથી રહેવા માટે ઘર પણ નથી; માટે રાવણનો સ્વીકાર કરો.

વાંચનાર! પતિના દુર્ગુણથી ખરડાયેલી ભોળી સ્ત્રી એમ સમજે છે કે પરાઈ સ્ત્રીને ભૂલથાપ ખવરાવીને પણ પોતાના સ્વામીને હવાલે કરવી તેમાં કાંઈ દોષ નથી. મંદોદરી કે જેનું નામ પતિવ્રતાની પંક્તિમાં ગણાય છે તે પોતાના પતિની મરજી સાચવવાને આવી અધમ બાબતમાં પણ પતિની આજ્ઞાને માન્ય કરે અને તેથી પોતાનું કૃતાર્થપણું સમજે, એ કેવી ખેદકારક વાર્ત્તા? ધન્ય પાતિવ્રત્ય! આવી રીતે નઠારા ધણીની સોબતમાં પડેલી સદ્ગુણી સ્ત્રીના સુતૃષ્ણાના અંકુર શુષ્ક થઈ જાય છે. સદ્ગુણી સ્ત્રીને જો સદ્ગુણી પુરૂષ મળ્યો હોય તો તેના ગુણમાં વિશેષ ઉમેરો થાય છે, નહિ તો તેના સદ્ગુણો ત્યાંથી જ અટકી રહી કટાઈ જાય છે. અને જે સદ્ગુણોને કાટથી ઘસારો

---

१. याद्दग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।
तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥
मनु अ. ९. श्लो. २२

લાગુ પડયો તો સદ્દગુણો પરિણામમાં પાયમાલ થઈ નાશ પામે છે. આ બધી બાબતોનું મૂળ કારણ ફક્ત પુરૂષોની આપખુદી જ છે.

હાલના વખતમાં ઓરતોનાં તમામ સુખ દુઃખનો આધાર મરદ ઉપર જ રહે એવાં બંધારણો હોવાથી જો કોઈ સ્ત્રી પ્રખ્યાત થવાને ઇચ્છે છે તો તે તેની એબ ગણવામાં આવે છે, અને પુરૂષો ઘરસંસાર વિષે તેની નઠારી ચાલ હશે એમ અનુમાન કરે છે. કોઈ સ્ત્રી દેશાટન કરવા પોતાના પુરૂષ વગર એકલી નીકળી હોય તો પુરૂષો તેને માટે બોલવા લાગે છે કે, "અરે ! સ્ત્રી વળી પરદેશમાં એકલી કેવી ? એ પુરૂષ વગર પોતાની નીતિ કેવી રીતે જાળવી શકે ?" આવા અનેક કુતર્કો કરવા મંડી પડે છે. પણ આમ વિચાર કરતાં સમજવું જોઇએ કે અનીતિમાન તો પુરૂષો જ છે; કારણ કે નીતિનો ભંગ એ સત્તાનું પરિણામ છે. ગુલામો કરતાં તેના શેઠોમાં વધારે સડો હોય છે. સ્ત્રીઓની નીતિ સંબંધે વિચાર કરીશું તો ગુન્હેગારોના લીસ્ટમાં સ્ત્રીઓની સંખ્યા ઘણી જ ઓછી જણાય છે.[1] તે ઉપરથી તેણીની નીતિ અધિક છે એમ સિદ્ધ થાય છે. આમાં પણ પુરૂષો પોતાનો હાથ એવી રીતે રાખે છે કે સ્ત્રીઓ નીતિમાં ચઢીઆતી છે એ અમારી દેખરેખનું ફળ છે. જો આ બાબત ખરી માનીએ તો જેના દાબને લીધે ગુન્હા ઓછા થતા હોય તેઓ તો ઘણા નીતિમાન હોવા જોઈએ; પણ તેમ જોવામાં આવતું નથી. ગુન્હેગારો તરીકે પુરૂષ જાતિ હમેશ આગળ પડતી આવેલ છે. જેલમાં પુરૂ-

---

૧. હિંદી સરકારે હિંદી તુરંગોની સ્થિતિ સંબંધી એક સામાન્ય રીપોર્ટ બહાર પાડયો છે તે ઉપરથી જોવામાં આવે છે કે સને ૧૮૯૨ ની સાલની શરૂઆતમાં આખા દેશની સરકારી તુરંગોમાં ૯૫૬૧૬ બંધવાઓ હતા અને વર્ષની આખરીએ તે સંખ્યા ૯૫૬૧૮ ની થઈ હતી. તેમાં સ્ત્રીબંધવીઓની સંખ્યા ૩૦૨૯ ની હતી. એ વર્ષમાં એકંદર ૪૯૯૦૯૨ પુરૂષો અને ૨૪૯૧૪ સ્ત્રીઓ મળીને ૫૨૪૦૦૬ બંધવાઓ વધુ ઓછી મુદત ભરીને તુરંગોમાંથી છુટકારો પામ્યા હતા. સ્ત્રીબંધીવાનોમાં ૬૯૭૩ પરણેલી, ૫૩૯ કુમારી, ૩૨૯૯ વિધવા અને ૩૭૮ વેશ્યાઓ હતી.

ઓની એટલી બધી ભીડ હોય છે કે ત્યાં પગ મૂકવાની પણ જગા મળતી નથી. કોઈ ખોટી નોટ બનાવવાથી, કોઇ રૂશવત ખાધાથી, કોઈ બંડમાં સામેલ થવાથી, કોઈ ઝેર દઈ બીજાને મારી નાખવાથી, કોઈ મનુષ્યહરણ કરવાથી, કોઈ રાજદ્રોહ કરવાથી, કોઈ ખોટી સાક્ષી પૂરવાથી, કોઈ ખોટા દસ્તાવેજ બનાવવાથી અને કોઈ શીલભંગ કરવાથી લાંબી મુદતની સખત મજુરી સાથ કેદ ભોગવતા નજરે પડે છે. વળી ઉપર પ્રમાણે બોલનારા પુરૂષોને જ્યારે એમ કહેવામાં આવે છે કે તમારી દેખરેખ તળે તેઓ કેમ પછાત રહી ગયેલી છે? આના જવાબમાં તેઓ એમ કહે છે કે એ તો કુદરતી છે. એમ કહી તે પરથી પોતાનો હાથ ઉઠાવી લે છે. આ કેવો વિચિત્ર ન્યાય?

ઉપર જણાવેલા પુરૂષોના વિચિત્ર ન્યાયને લીધે સ્ત્રીજાતિની નજર કેળવણીના વિષયપર કંઈ સ્થિર રહેલી નથી, પણ તે ઘરની દેખરેખ રાખવામાં ઘણી ચતુર છે. આ બાબતમાં જો જરા પણ ગફલત થાય તો બીજી ઘણી દેખીતી અને અણદેખીતી અડચણો આવી પડે. જેથી તે ઘરની દેખરેખ રાખવામાંથી બિલકુલ ફુરસદ લઈ શકતી નથી. તોપણ તેમાંથી પરવારતાં દાગીના અને કપડાં પહેરવામાં તે જેટલો વખત રોકે છે અને જેટલું ધ્યાન ખેંચે છે તેટલો વખત અને તેટલું ધ્યાન જો તે કેળવણીની બાબતમાં રાખતી હોય તો તે બાબતમાં પાર પડી ઘણી ઉંચા પંક્તિએ પહોંચે એમાં શક નથી; પરંતુ પરાધીન અવસ્થાને લીધે સ્ત્રીઓની વૃત્તિ એવી બંધાઈ ગયેલી છે કે પૂર્ણ પ્રખ્યાતિની આશા નહિ રાખતાં પોતાની પાસેના જ પદાર્થ, ઘરબાર અને કુટુંબકબીલો કે જેને તે નિરંતર જોયા કરે છે તેને જ વિશેષ ચાહે છે. હું વારંવાર કહું છું કે સ્ત્રીઓમાં પોતાની ઉન્નતિ મેળવવાની અને પ્રખ્યાત થવાની ઇચ્છા દેખાતી નથી, એ બાબત કુદરતી નથી, પરંતુ એ તો પરાધીન દશાનું પરિણામ છે.

ઉપરની બાબતમાં કોઈને સવાલ ઉત્પન્ન થશે કે સ્ત્રીની પરાધીનતા સંબંધી કરવામાં આવતો આ સઘળો પોકાર તદન ખોટો છે. જો તેઓને પરાધીનતા પીડારૂપ લાગતી હોત તો સઘળી સ્ત્રીઓ આવી રીતે પોતા તરફથી ફરિયાદ

કરત. આના જવાબમાં જણાવવાની જરૂર છે કે જો સઘળી સ્ત્રીઓને તેમના ખરેખરા વિચારો જણાવવાની જાહેર છૂટ આપવામાં આવે તો તેઓ પોતાની પરાધીનતા વિષે પોકાર ઉઠાવે છે કે નહિ તે દેખાઈ રહે. પોતાના ધણીઓના લીધે ઘણી સ્ત્રીઓ સાથે મળી સાર્વજનિક ફરિયાદ કરી શકતી નથી. પણ ઘણી ખરી સ્ત્રીઓ પરસ્પર મળે તે વખતે એક બીજીને મોહોડે ઘણું કરીને પોતાના દુઃખની જ વાતો કહાડે છે કે "બાઈ! મારો ધણી તો બહુ જુલમી છે." બીજી કહે છે કે "બહેન! મારા ઘરમાં તો મને શૂળીની અણી પર રાખે છે." ત્રીજી કહે છે કે "શું કરીએ? અમારૂં તો ઘરમાં પાઈ ભર પણ ઉપજતું નથી." ત્યારે વળી કોઈ સ્ત્રી તેમનું અશ્રુમાર્જન કરતી કહે છે કે "હશે બાઈ! ભાયડા તો સૌના એવા જ હોય. ઘેર ઘેર માટીના ચુલા છે." આવા શબ્દો સ્થળે સ્થળે કાન પર પડે છે. વળી રામકથામાં મેનાએ **पराधीन सपने सुख नांही** એમ કહ્યું છે. આ શું પોકારનું વાક્ય નહિ? આથી વધારે હજુ પરાધીન વગેરેનો પોકાર કેવડા મોટા રૂપમાં જોઇએ છીએ?

સ્ત્રીઓનો પરાધીનતાના દુઃખનો પોકાર જો ખરો હોય તો તેઓને તેવી દુઃખદ સ્થિતિમાં રાખવા માટે અને એ પોકાર કદાચ ખોટો હોય તો તેઓને અજ્ઞાન રાખવા માટે પુરૂષોનો જ અપરાધ ઠરે છે. અથવા હમણાં થોડી વાર પુરૂષોનું કહેવું પરાણે કબૂલ રાખી સ્ત્રીઓ પરાધીનપણાના દુઃખ ગાતી નથી એમ ઠરાવીએ તો તેથી પણ એ વાત પુરૂષોના લાભમાં જતી નથી. જેમ કોઇ રોગની પીડા લાંબી મુદત સહન કર્યા પછી એ પીડા પ્રથમના જેવી અસહ્ય થઈ પડતી નથી તેમ જ પરાધીનતાની પીડા લાંબી મુદત સુધી અત્યંત સહન કરવાથી સ્ત્રીઓના મનની લાગણી બુટ્ટી થઈ ગઈ છે જેથી તેઓ તે વિષેનો ઉચ્ચાર કરતી નથી. વળી પરાધીન માણસને ઊંચા દરજ્જાના ગુણો મેળવવા એ ક્વચિત જ શક્ય છે. આ કારણથી સ્ત્રીઓ લોકોની જાહેરાતમાં આગળ પડતો ભાગ લઇ શકતી નથી. તેમ જાહેર રીતે પોતાની પરાધીનતા વિષે કંઈ બોલતી નથી. આમાં બીજું કારણ એ પણ છે

કે પોલીસ જેમ પ્રહાર કરી બિનગુન્હેગારને પણ ગુન્હો કબૂલ કરાવે છે તેમ પુરૂષોએ પણ પોતાના જુલમી સ્વભાવવડે સ્ત્રીઓના મોહોડાથી જ મનાવેલું છે કે અમો પરાધીન રહેવાને લાયક છીએ. વળી પરાધીનતા વિરૂદ્ધ પોતાના વિચારો સ્ત્રીઓ દર્શાવી શકતી નથી તેનું એવું પણ એક કારણ છે કે નવીન વિચાર દર્શાવવાને પોતાનું હિત એક બાજુ મૂકવું પડે છે. પ્રથમ તો લોકો તેના વિષે હલકો જ વિચાર ધરાવે છે, જેથી તેને પૈસા સંબંધી અનેક હરકતો વેઠવી પડે છે. આથી કેટલીએક સ્ત્રીઓના શુદ્ધ વિચારો જનસમુદાયની જાહેરાતમાં આવ્યા સિવાય અદ્ધરના અદ્ધર ઉડી જાય છે. "બાવાના ચાંદે ચાંદ" કરવાની તેનાપર ફરજ પડેલી હોવાથી તે પોતાના કુદરતી વિચારોને પણ દાબી રાખે છે. પુરૂષોની ઇચ્છાને અનુસાર રહેવું આવું ધોરણ પડી જવાને લીધે તે પોતાના વિચારોને પ્રગટ કરી શકતી નથી.

હાલના કેળવાયલા પુરૂષો કે જેઓને સ્ત્રીજાતિના સમાન હક ન્યાયની સરતે કબૂલ કરવા પડે છે તેઓ પણ પોતાના મનમાંથી આપખુદીનો અંકુર છોડતા નથી; અને વગર કેળવાયેલા પુરૂષોના મનમાં તો આપખુદીના વિચારો એવા ઉંડા ઠસી બેઠલા છે કે તેની જડ થોડી ઘણી કેળવણીના પરાક્રમને તો દાદ પણ દેતી નથી. ત્યારે પછી નીકળે તો કયાંથી જ? એક છોકરો નાનપણથી જ દરવખત સ્ત્રીઓને વિદ્યાકળામાં ચડીઆતી દેખતો હોય અને પોતે ગમે તેવો મૂર્ખ હોય તોપણ તે એવો જ વિચાર ધરાવે છે કે હું અરધી દુનિયા કરતાં ચડીઆતો છું, કારણ કે મરદ છું. તેમજ પુખ્ત વયના પુરૂષો પણ પોતાની શાહાણી અને માનપાત્ર સ્ત્રીને પણ હલકી ગણી "તું તું" કહી બોલાવે છે. જેથી તેનાં બાળકો પણ પિતા તરફથી આ પ્રમાણે થતું જોઈ પોતાની માનપાત્ર માતાને તુંકારાથી જ બોલાવતાં શિખે છે. પુરૂષ પોતાની સ્ત્રીપ્રત્યે વર્તવાની રીતિને કાંઈ પણ સમજવાનો ડોળ રાખતો હોય તો તે એટલું જ સમજે છે કે સ્ત્રીને મારો હુકમ ઉઠાવવા માટે ઈશ્વરે સરજેલી છે. પુરૂષ આવું ડહાપણ ધરાવનારો હોવાથી પોતાની શાહાણી સ્ત્રીની હિતશિક્ષા તરફ પણ બેદરકારી બતાવવામાં બહાદુરી માને છે.

કેટલીએક વખત સ્ત્રીજાતિના સદ્ગુણોથી પુરૂષો તેને વશ રહેવા તૈયાર થઈ જાય છે અને તેનાપર પૂરો પ્રેમ દેખાડે છે; તોપણ મશ્કરીમાં તેની ગર્ભિત નિંદા કરવાને ચૂકતા નથી. સાધારણવર્ગના પુરૂષો જેમ સ્ત્રીની નિંદા કરવામાં ખામી રાખતા નથી તેમ દુનિયાના બાદશાહોએ પણ પોતાની અર્ધાંગનાઓને બેગમ એવું વિશેષણ આપી તેને ભાનવગરની ઠરાવી રાજકાજના વિચારોથી વેગળી રાખવાનો હેતુ છોડ્યો નથી. કદાચ પુરૂષો કહેશે કે સ્ત્રીઓ ગમે તેવી પરાધીન હોય પણ અમો તેઓને બહુ ચાહીએ છીએ. જો એમ ન હોય તો રાજા રાણા તથા બીજા ગૃહસ્થો પણ હજારો પૈસા ખરચી અનેક અલંકારો તેમને માટે કરાવે નહિ. આમ સમજવામાં પુરૂષોની એક ભૂલ થાય છે, અને તે ભૂલ એ કે **न वा अरे जायायाः कामाय जाया प्रिया भवति, आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति। ( बृहदारण्यकम् )** "સ્ત્રીને માટે કંઈ સ્ત્રી પ્રિય નથી પણ સ્ત્રીવગેરે સઘળું પોતાને માટે જ પ્રિય થાય છે." વળી તેમ કરવામાં પોતાનો પૈસો સચવાય અને પોતે ધનવાન્ છે એમ લોકમાં કહેવાય એવી પ્રબળ લાલસા કેવળ પુરૂષોની જ છે. પુરૂષોને જ સોનાથી મઢાવી રત્નજડેલા એક સોનાના મહેલમાં રાખીએ અને તેમની સાથે મમતાથી ન વરતીએ તો તેમને કેવું દુઃખ લાગે એ પણ વિચારવા જેવું છે. પણ આ વિચાર પ્રત્યક્ષ અનુભવ વિના આવવો મુશ્કેલ છે.

સામા માણસ તરફથી જ્યાં સુધી ગ્રહણમંડી (સામે થવું ) ન થાય ત્યાં સુધી દરેક માણસ પોતાની સત્તા વધાર્યો જાય છે. આ ચાલતા નિયમે પુરૂષોને સ્ત્રીજાતિપર સંપૂર્ણ સત્તા સોંપી દીધી છે. આ સત્તા પૂર્ણ વધી પડવાથી હવે પુરૂષોનું સ્વાર્થીપણું સ્પષ્ટ દેખાઈ આવ્યું છે. જે માણસ જ્યાં બીજાને પોતાની મરજી મુજબ વર્તાવી શકે છે ત્યાં તેના ચાડિયાપણું તથા કેવળ સ્વાર્થીપણું વગેરે દુર્ગુણો તરત પ્રકાશી નીકળે છે. જુવો કે જે માણસ ચાકરોથી વીંટાયેલો હોય છે તેના તે ચાકરોની પાસે તેવા દુર્ગુણો ઝટ દેખાઈ રહે છે. લગામ પોચી કીધા પછી દુર્ગુણો પ્રકાશમાં આવવા માટે કદી પણ અટકતા નથી. જેથી સઘળી બાજુઓથી રોકાયેલું પુરૂષોનું સ્વાર્થીપણું સ્ત્રી

આગળ ડબલ જોર મારે છે. ત્યારે વખતપર બહુ સપડાયાથી કોઈ સ્ત્રી માથાકઢી થઈ તેને પણ દુઃખ દઈ પોતાનું ધાર્યું કરે છે, જેને લીધે પુરૂષો એકદમ સમગ્ર સ્ત્રીઓની નિંદાપર ઉતરી પડે છે. પણ તેના કારણનો તપાસ બિલકુલ કરતા જ નથી, અને આ પોતાનો જ દોષ છે એમ તેઓના ધારવામાં આવતું નથી. પુરૂષોના મનમાં જાણે એમ હોય નહિ કે જો સ્ત્રીઓ મનથી તથા તનથી બલિષ્ટ થશે તો તેઓ પોતાના હક માગશે અને તેથી તેમનાપરથી આપણી સત્તા ઉઠી જશે માટે ગમે તેમ થાય તોપણ તેઓને મન અને તનથી બલિષ્ટ થવા દેવી જ નહિ, આમ તેઓ નિશ્ચય કરી બેઠા હોય એમ જણાય છે. આ નિશ્ચય તેમનો એટલો બધો દૃઢ છે કે તેને લીધે પોતાની આ ભૂલ આગળ જતાં પરિતાપનું કારણ થઈ પડશે; કારણ કે નાના પ્રમાણમાં થયેલી ભૂલ પણ પાછળથી ભયંકરરૂપ પકડ્યા સિવાય રહેતી નથી, આ વિચાર તેમના મનમાં આવતો જ નથી. સત્તાના દોરમાં દોરવાઈ જવાથી તેઓ તેની દરકાર જ રાખતા નથી.

પુરૂષો આવા ડસીલા અને પોતાનો સ્વાર્થ સાધનારા છે તોપણ તેમની પ્રેમાળ પત્નીઓ તેમને માટે પોતાનાં પ્રાણ પાથરે છે. પુરૂષોના પેઠે સ્ત્રીઓ પણ જો ઉછાંછળાપણું અને અસહનતાના દોષોનો સ્વીકાર કરે તો તે પુરૂષોને પણ હેરાન કરી શકે. પુરૂષો તેમની નિંદા કરવામાં પાછા હઠતા નથી તો સ્ત્રીઓ પણ તેમની નિંદા કરી શકે; કારણ કે સામો માણસ બોલે તે પ્રમાણે તેને સામાં કડવાં વચન કહી સંભળાવવાં એ કામ કાંઈ મુશ્કેલ નથી, ગમ ખાવી એ જ મુશકેલ છે. પુરૂષો લખે છે કેઃ—

**अनृतं साहसं माया मूर्खत्वमतिलोभिता ।**
**अशुचित्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः ॥**

"અસત્ય, સાહસ, કપટ, મૂર્ખપણું, અતિલોભીપણું, અપવિત્રપણું અને નિર્દયપણું આ સઘળા સ્ત્રીઓના સ્વભાવસિદ્ધ દોષ છે."

ઉપરના શ્લોકને બદલેઃ—

**काठिन्यं मतिमंदत्व मौद्धत्यमाविवेकिता ।**
**आग्रहः स्वार्थकार्येषु नरदोषाः स्वभावजाः ॥**

" મનની કઠોરતા, મતિનું મંદપણું, ઉદ્ધતપણું, અવિવેકીપણું અને સ્વાર્થનાં કામોમાં આગ્રહ; એ સઘળા પુરૂષોના સ્વભાવસિદ્ધ દોષો છે. "

આમ ઉલટાવીને બોલતાં શો વિલંબ લાગવાનો હતો ? માટે પુરૂષોએ

**तालुनः पतनं नास्ति जिह्वा च वशवर्तिनी ।**
**मुखमस्तीति वक्तव्यं दशहस्ता हरीतकी ॥**

" તાળવું ત્રુટી પડતું નથી, જીભ પોતાના કબજામાં છે અને મોઢું પણ સ્વાધીન છે, માટે કહેવું કે હરડે દશ હાથની લાંબી થાય છે. " આવી અવિચારી ગપીદાસનો પ્રકાર સ્ત્રીઓના સંબંધમાં ગ્રહણ ન કરવો જોઈએ. અને સઘળી સ્ત્રીઓને સમાન નહિ ગણતાં એવાં નિંદાનાં વાક્યો આર્ય સતી સમાજના ભૂષણમાં દૂષણ સ્થાપન કરનારી અકુલહીન અકુલીન ઓરતોને માટે જ છે, એમ સમજવું જોઈએ. પણ તેમ નહિ કરતાં સઘળી સ્ત્રીઓને સરખી ગણી કેવળ પોતાના દબાણમાં જ રાખવી અને પોતે ગમે તેમ કર્યા કરવું આ કેવો અન્યાય ? સને ૧૮૨૯ ની પહેલાં એટલે જ્યાં સુધી સતી થવાનો ચાલ કાયદાથી[1] અટકાવવામાં નહોતો આવ્યો ત્યાં સુધી સ્ત્રીઓ પોતાના પતિની પાછળ પ્રાણાર્પણ કરવામાં પણ પાછીપાની દેતી નહિ. આવી મજબુત પ્રેમાળ સ્ત્રીઓના દોષ દર્શાવતાં પુરૂષને શરમ પણ કેમ નહિ થતી હોય ? સ્ત્રીજાતિની ઉત્તમતાને ઢાંકવા આ દુષ્ટ પ્રકાર પ્રભુ હવે તરત બંધ પાડો જેથી આ સંસાર સુખરૂપ થાય.

**પરમેશ્વર સૌની શુભેચ્છાઓને પૂર્ણ કરો.** તથાસ્તુ.

---

૧. સને ૧૮૨૯ ના ડીસેંબરની ચોથી તારીખે લોર્ડ વિલિયમ બેન્ટિકે લેજીસ્લેટીવ કૌન્સીલમાં કાયદો મંજુર કરાવી ઠરાવ્યું કે જેઓ સતીને બળી મરવાના કામમાં મદદ કરે તેમને સાપરાધ મનુષ્યવધ કરવાના ગુન્હેગાર ગણવા.